બેઠાં બધી સાંભળે છે) એટલે વાલીઓ બોલ્યો મહારાજ આ હીરા-કણીઓ નથી એતો સાવલિંગાના નખ છે રાજા કહે એના આવા રૂડાં નખ ? તો હવે મને એ મળે તોજ અન્ન પાણી લેવું નહી તો મારે તેની પાછળ પ્રાણત્યાગ કરવા–રાજા કહે છે.

ચોપાઇ––જેવી દીઠી હોય નાર, તેવી કહી બતાવજે,
કુડને કપટ કાંઇ, હઇએ નવ રાખજે.

વાલીઓ કહે છે.

સોહલો—મેં એવી નથી દીઠી નારી, એને હું તો ફરૂ નગરી સારી,
તમને કહું છું સાચી વાત, પણ જોએ વાગે મોહનાં બાણ,

દોહરો—કર ઝાલીને નખ કાપતારે, મારૂ હઇયું તે ન રહ્યું ઠેર,
જાણે ઝબુકે રાજા વિજલીને, જેમ કઇ ઘટામાં ઘનઘોર.

ચોપાઇ—ઇંદ્ર ઘટામાં ઘનઘોર ઝબુકે વિજલિ,
એક દીઠી અલબેલ, મુખરે અતિ ઉજલિ.
નિશાળે દીઠીરે જોને નાર, એ નથી તારા રાજમાં,
ઘડી એક બેઠી તારે પાસ, મેં તો દીઠી લાજમાં,

હે રાજા મેં તો પડદામાં દીઠી હતી પણ એના નખ લેતાં હાથ જોયા એટલે હું. તો બેયમાંજ ગોથુ ખાઇ ગયો તે બે ઘડીએ શુદ્ધિ આવી. એવું સાંભલી સદેવંત કુંવર ચીતભરમ થઇને ઘોડાની ઘોડારમાં ચાલ્યા, (કહેવત છે કે રાજાનાં કુંવર રીસાય ત્યારે ઘોડાની ઘોડારમ જઇ સુવે) રાજા ઘોડાની ઘોડારમાં ગયા એટલે રાણી પુછે છે કે વાલીયા હું રાજને કયારની બોલાવતી હતી પણ મારી સાથે બોલતા નહોતા અને તું આવ્યો એટલે તારી સાથે હસી ખુશીને વાતે વળ્યા તેનું કારણ શું ? વાલીયો કહે બાઇસાહેબ મારૂં નામ ન દીયો તો હું તમને કહું પેલી વાણીયણ આપણા રાજાએ રાખી છે એ સાંભલી રાણીને પોતાના મનમાં કરોધ ચડયો ને નકકી કરયું કે રાજા બે દીવસથી

પેર નહતા આવ્યા તે એનાજ વાસ્તે માટે અહીંયાં રહી શું કરવું છે હુંએ મારે પીએર જઇશ. એમ ધારી રાણી રીસાયા, હવે સદેવંત કુંવર ઘોડાની ઘોડારમાં છે પછી રાજા લાલા બારોટને લેઇ ઘોડારમાં કુંવર પાસે આવ્યા ત્યાં કુંવર પોતે સુતા છે એટલે રાજાએ કહ્યું કે તું કેમ રીસાયો છે તને કોઇએ આંખ દેખાડી હોય તો તેની આંખ ફોડું, કોઇએ ગાળ દીધી હોય તો તેની જીભ કાપું. કોઇએ આંગલી દેખાડી હોય તો તેનો હાથ કાપું, મારા બેઠાં તને કહેનાર કોણ છે ? ત્યારે સદેવંત પોતે મનમાં વિચાર કરે છે.

ચોપાઇ—સદેવંત બેઠાં ત્યાં કે મનમાં વિચારજ ધરે;
કહું જો મારી પેર, પીતા મારા શું કરે.

મારા પીતાને કહું તો ખરો, એમ ધારી પિતાને કહે છે.

ચોપાઇ—મારે જવું છે આજે, ભણવાને કારણે;
માનો ને મારા તાત, નીશાળીયા લાવો બારણે,

હે પીતા મારે ભણવા જવું છે માટે નીશાળીઆને બોલાવો.

સોહલો—રાજા કહે છે કુંવરને વાત, રાજવળામાં બેઠા કરો તમે કાજ;
વારે વારે કુંવર ભણવું ન હોય માટે મનમાં વિચારી જોય.

હે સદેવંત કુંવર હમણાં તો તું ભણી ગણી બત્રીસ લક્ષણો થયો ને પાંછો કહે છે કે મારે નીશાળે જવું છે એ તે શું ! હવે તો તારે રાજકાજ કરવાનો વખત છે કે રમવાનો વખત છે એવાં વચન સાંભળી કુંવર કહે છે.

ચોપાઇ—સદેવંત કુંવર સુજાણ આવી ઉભા બારણે,
મનમાં છે મોટી હામ ભણવાને કારણે;
ગોરને તેડાવોને આજ, પીતા માનો મારી વાતડી;
નહીં તો જોજો કાલ. કરૂં દેહની ઘાતડી.

હે પીતા તમે ભણવા નહી મોકલો તો હું મારા દેહની ઘાત કરીશ એ સાંભળી રાજા મહાચીંતાવાન થઇ લાલાબારોટને કહે છે કે બાતે હું

શું કરૂં આ તો કહે છે મારે ભણવું છે ને મારે એને ગાદીએ બેસાડવો છે, બારોટ કહે હોય ? સ્ત્રી હઠ, બાળ હઠ, રાજ હઠ, જોગી હઠ, એ હઠ પુરી કરેવી. નહી તો એ ઝેરબેર ખાઇ મરશે પછી રાજા કુંવરને કહે છે.
સોહલો—રાજા કહે છે કુંવરને વાત, ના કરવી તારે દેહની ઘાત;
માની છે તારી મેં બધી વાત. નિશ્ચે ભણવા જાઓ પ્રભાત.

હે કુંવર સુખેથી નીશાળે જજો કુંવર કહે ના હાલ તમે મેહતાને બોલાવો પછી રાજાએ તરત મેહતાને તેડવા માણસ મોકલ્યું હવે રાજા પોતે કુંવરને જમાડી લાલાબારોટને તેડી રાજ દરબારમાં ગયા એટલે ગોર રાજસભામાં આવ્યા રાજા કહે કુંવરને નીશાળે ભણવા મુકવો છે માટે તમે મુહુર્ત જુઓ ગોરે વીચાર કર્યો કે ભણી ગણીને તો હમણાં ઉઠયો છે ફરી નીશાળે કેમ આવતો હશે મને લાગે છે કે કાલે ઘાંયજો સાવળીંગાના નખ લેઇ ગયો જેથી કાંઇ એમને લટપટ થઇ છે ખરી માટે નીશાળમાં આવે ને સાવળીંગાનો બાપ જાણે તો જીવવાની આશા રહે નહી માટે હું એવું મુહુરત આપું કે એમનો મેળાપ થાય નહી કેમકે સાવળીંગા હવે પરણવાની છે માટે એ સાસરે જાય ત્યાર પછી સદેવંતને મહુરત આપું તો પછી મને કાંઇ હરકત થાંય નહી એમ ધારી મેહતાએ કહ્યુ મહારાજ હમણાં પાંચ સાત દીવસ મહુરત આવતું નથી કારણ કે વચ્ચે વ્યતીપાતવર્ધક તે પંચક બેસે છે માટે સાત દીવસ પછી બેસાડજો. રાજાએ કહ્યું સારૂં ત્યારે આવશે પછી ગોર પોતાને ઘેર ગયા હવે સદેવંત કુંવરને રીસ તો ચડી પણ શું કર ત્યાં સભામા કાંઇ કહેવાય નહી માટે પોતાને મેહલે જઇ જમાલખાં કમાલખાં બે સીપાઇ હતા તેમને કહ્યું કે તુમ અબી જાકે ગોરકુ જલ્દી બોલાવી લાવ એમ કેહતાંજ સીપાઇ ઉઠીને મેહતાને ઘેર ગયા ને કહ્યું કે કુંવર તમને બોલાવે છે માટે અબીને અબી ચાલો પછી ગોરને તેમની સ્ત્રીએ કહ્યું કે હમણાં તમે ગયા

હતા ને પાછા કુંવરે કેમ તેડાવ્યા? મેહતાએ કહ્યું એ તો કુંવરનું તેડું નથી પણ એતો જમડાનું તેડું આવ્યું છે ગોરાણી કહે એમ કેમ બોલો છો? ગોર કહે હું મહુરત મોડું આપી આવ્યો છું તેમાં ગોરણી કહે કે જાવને હવે ને કહે તેમ કરજો નહી તો પાછા ઘેર જીવના આવવા દેશે નહીં. ગોર કહે એ વાત તો ખરી પણ ત્યાં જતાં મારો પગ ઉપડતો નથી તો શું કરૂં પછી ગોર જેમ તેમ કરી લુગડાં પેહરી કુંવરને મોહલે આવ્યા કુવર આંખો લાલચોળ કરી ક્રોધમાં બેઠાં છે તેમણે કેડમાંથી કટાર ખેંચીને કહ્યું, કે મહુરત અત્યારે છે કે નહી? નહિ તો પેટમાં કટાર મારૂં છું કટારને જોઇ ગોર થરથર ધ્રુજે છે કે આ નક્કી મારશે ગોર કહે તે કટાર તમે મીયાનમાં ઘાલોને હું તમારા પીતાને હમણાં જઇ કહું છું એમ કહી ગોર રાજા પાસે જઇ કહે છે સાહેબ મને અફીણની લેહરમાં ખબર ન રહી તેથી હું હું ભુલમાં પાછલા વરસનું ટીપણું લાવ્યો હતો પણ ઘેર જઇ તપાસ્યું તો આજનું ચોઘડીયું એવું તો ઠીક છે કે ન પુછો વાત રાજા કહે એમ હોય તો વરઘોડો ચડાવી અત્યારે નીશાળગરણું કરીએ પછી ગોર નીશાળે ગયા અને રાજા વરઘોડો ચડાવી ધામધુમથી નીશાળે જાય છે ચોટામાં લોકની ઠઠ જોવા મળી છે નીશાળમાં રહી સાવળીંગા પણ વરઘોડો આવતો જુએ છે ને મહેતાને કહે છે.

દોહરો—હલકે મદની જોવા મળીને, વળી જુવે નાનેરાં બાળ;
સોનાં શ્રીફળ હાથે ધરીને. હાહાર ચાલ્યા આવેરે નીશાળ,
ઢોલ નગારા વાગીયાંને, મેતા સરણાઇ પુરે સાદ,
માનોનેરે મેતા તમારી નીશાળે સદેવંત ભણવા આજ.

હે મેહતા તમારી નીશાળે કોઇ રાજાના કુંવર જેવું ભણવા આવે તેના વગર આટલી ધામધુમ હોય નહી હવે સદેવંતના બાપે મેતાને કહ્યુ.

દોહરો—ગોર તે મારા ગોરજીને તમને લળી લળી લાગુ પાય,
સદેવંત કુંવર સુલક્ષણારે તેને ભાવે તે વિધા ભણાવ,

હે ગોર હવે કુંવર ભુલી ન જાય તેમ કરજો. મેહતા કહે સારૂં હવે ગોર અફીણની લેહરમાં આવ્યા તેથી સદેવંતને કહે હું સુઇ રહું છું. ને તું સોટી લઇ છોકરાઓને ભણાવ. એમ કહી ગોર ઉંઘી ગયા હવે સદેવંત પોતે પડદાની પાસે જઇ તેને ઓસીકુ દઇ બેઠા છે ને છોકરાને ભણાવવા માંડયા સાવળીંગા સદેવંતનો શબ્દ સાંભળી પોતે પણ છોકરીઓને ભણાવતી હતી તેજ પડદા પાસે આવી વીચાર કરે છે હવે સદેવંતને બોલાવાય કેમ તેથી પાટી ઉપર ધાવ લખી પડદા તળે ખસેડી મુકી એટલે સદેવંત પાટી લઇને ધાવ વાંચે છે.

સરસ્વતી માતાને વિનવુંને, વળી ગણપત લાગુ પાય;
પાટીયું લખીએ પ્રીતશું, વળી વાંચી સંભળાવો તમે રાય.

તે વાંચી સદેવંત ખુશી થયો અને પોતે પણ તે પાટીયામાં ધાવ લખી પડદા તળે પાટી ખસેડી મુકી.

માતા સરસ્વતીને વીનવુંને, હું તો કથન ન જાણું કેણ,
પેહલીરે પ્રીત સદેવંત શુંરે જ્યારે મળીયાતાં નેણરે નેણ.

હે સાવળીંગા હું તો કથન કે કેણ કાંઇ જાણતો નથી; પણ નવડેરી જે દીવસે મળી તે દીવસથી પ્રીત જાણું છું તે ધાવ વાંચી સાવળીંગા ઘણી ખુશી થઇ હવે સદેવંતે વિચાર્યું કે મેહતા જાણશે તો દેખશે તેથી ઉભો થવા જાય છે એટલામાં સાવળીંગાએ પાટી લખી પાછી ખસેડી મૂકી.

સોહલો—યે નેણે નહી મેલું કાઢી, બેસો બેસો મારી છાતી ટાઢી;
જો ગોર આપણા ઉપર કરશે રીસ, તો સોંપીશું પહેલું વાઢી મારૂં શીશ

હે સદેવંત તમે કેમ બીઓ છો જરા નીચે નેણ રાખી બેસો તો કાઢી નહી મુકું ને જો આપણા ગોર રીસ કરશે તો હું મારૂં

શીશ તેને પહેલું વાઢી આપીશ આવું સાંભળી સદેવંતને હીંમત આવી તેથી પોતે પાછી પાટી લખી.

ભણુતર ગણુતર ન જાણું ભેદ, વાંચુ છું પણ નથી વિવેક,

ગોર આપણો નીસાળનો છે તે રખે મને કડવું તે નજ કહે.

તું મને બેસારે છે તો ખરી પણ ગોર ઠપકો દેશે તે સાંભળી સાવળીંગા પાછી પાટી લખી આપે છે.

સાવળીંગાના અક્ષર ચાર, ગોર વારંવાર;

મનમાં ફડક લગારે ન ધરો, પાટીયું ભરી તે કોરી કરો,

તમે લગારે ફીકર રાખશો નહી ત્યારે સદેવંત કહે કે તારો ને મારો મેળાપ થાય. આતો જેમ સ્વપ્નમાં જોઇ ને જાગીએ એટલે કાંઇ નહી એવું છે માટે તું આંખે આંખ મળે એવો ઉપાય કર એટલે સાવળીંગા કહે આજનો તો દહાડો ગયો પણ કાલે તમે ગોરને ચંપા બાગમાં ઉજાણી આપો પછી ગોર શીધાં લેવા જશે એટલે તમે નીશાળીયાને કાઢી મુકજો અને હું છોડીઓને કાઢી મુકીશ એટલે આપણે એકઠાં થઇશું એવું સાંભળી સદેવંતે તેના કહ્યા પ્રમાણે બીજે દહાડે ગોરને કહ્યું કે અજે ચંપા બાગમાં ઉજાણી છે માટે તમે ત્યાં જજો ગોર કહે નીશાળ મુકીને કેમ જવાય! સદેવંત કહે કોઠારી તમારા વગર સીધા કોઇને નહી આપે માટે તમે પંડે જશો તો સીધાં મળશે પછી ગોર સીધા લેવા ગયા પછી સદેવંતે છોકરાને કહાડી મેલ્યા અને સાવળીંગાએ છોડીઓને મારી કાઢી અને પડદા બડદા ફાડીને ઉઘાડું કર્યું હવે મહેતા આવશે તો શું જવાબ દઇશું પેલો કાણીઓ ગોરને તેડવા ગયો છે તે હમણાં બોલાવી લાવશે સદેવંત કહે જેમ થવાનું હશે તેમ થશે પછી સદેવંતને સાવળીંગા બેજણુ બેઠા વાતો કરે છે.

દોહરો—નેણુ પદારથ નેણુ રસ, વળી નેણશું નેણુ મીલંત;

અજાણ્યા શું પ્રીતડીરે, એતો પ્રથમ નેણુરે કરંત.

હે સાવળિંગા અજાણ્યા માણસથી પેહલી પ્રીત આંખે જોયાથી થાય છે તે સાંભળી સાવસીંગા કહે છે.

નેણુ પદારથ નેણુ રસ ને વળી જે કરી જાણે કોય,
જેવો મીઠો એવો વેણુનોરે, નેણુ તે કદીયે ન હોય.

હે સદેવંત કુંવર એકલી આંખો તો શું કરે પણ સારી રસ ભરેલી બોલી આવડતી હોય તો તે કરે એવું નેણુથી થાય નહી તે સાંભળી સદેવંત કહે છે.

ફટ નેણું ફટ પાપીયા તને હજુએ ધરપત નહી,
નારીને મન નેડો નહીને, પછી લાલચ ત્યાં રહી.

સદેવંત બોલ્યો નેણુ પાપી ચંડાળ તને હજુ ધરપત વળતી નથી અને તેના મનને તો કશુંએ નથી તો તું શીદને લાલચાયે છોખેનેર સાંભળી સાવળીંગા બોલી.

નેણુ અમારા લાલચુ ને રાજા, ભણી આવે ટળી ટળી જાય;
દેખી ચંગા માંડવાને, એતો ફોકટની ભીખારીરે થાય.

સાવળીંગા બોલી હે રાજા અમે તો અમારાં નેણને ઘણાએ વારીએ છીએ પણ રૂડા માંડવા (જવાન માણસ) ને જોઇને ભીખારી થાય છે તે સાંભળી સદેવંત કહે છે.

અમે નેણુંને વારીએ, ને વળી રાખીએ ઠીકાઠીક;
દેખી ચંગા મોરીઆરે, જેમ માગી ન મળે ભીખ.

હે સ્ત્રી જેમ તું વારી રાખે છે તેમ હું પણ વારી વારી રાખું છું. પણ સારી સ્ત્રી જોઇ ભીખ માગે ન મળે તેવી રીતે લાલચુ થાય છે તે સાંભળી સાવળીંગા કહે છે.

કાંક નેણુ તમે વારજોને રાજા હયડું તો રાખો જોને હાથ.
ચંચળ નેણા એતો શ્વાન ગતી, ને રાજા નફ્ટ ભીખારીની જાત.

હે રાજા તમારી આંખો કુતરા અને ભીખારીની માફક કેમ લટકે છે? તે સાંભળી રાજાને રીસ ચઢી અને કેહ છે કે તે મને કુતરા ને ભીખારી માફક ગણ્યો તે સાંભળી સાવળીંગા કેહે છે.

પગ ઉપર પાટી ધારીને રાજા ઉપર જોને મેલ્યું શીશ;
ગોર આપણો આવશે તો રાજા ઉલટી કરશે રીશ.

તમે ઉંધુ માથુ ધાલીને બેઠા છો ને ગોર આવશે તો ખીજશે સદેવંત બોલ્યો.

કુલ બડે કામની તણા, છે વળી ઉંચ નીચ ઘર જોને જાય;
અમે નેણાને વારીએ, મારી આંખો અખજ ખાય.

હું તો ઘણુંએ મારાં નેણુંને વારૂ છું પણ મારી આંખો અખજ ખાય છે સાવળીંગા પછી આવા રોસ ભરેલાં સદેવંતના વચન સાંભળી નમી જઇ કેહે છે.

શુણુ સાવળીંગા સદેવંત કેહ, ને વળી મેલી ને મનમાં માન,
ઝેર ખાઇને હુંએ મરતછો, મારો પીતા લાજત શાલીવાહન.

હે સ્ત્રી તારા મનમાં તો કશુંએ નથી પણ હુંતો તારે વારને મરત તો મારો પીતા લાજત.

નારીને માટે કીયા નર મુવા, ને રાજા તમે કરો છો પેહલ;
પ્રીત કરીને પાછા ખસો, એતો ખેલાડુના નહી ખેલ;
ચોપાઇ—ખેલાડુના ખેલ, નેણાં રસ વોરતા.
મુખશે મીઠાં બોલ, રહેજો તમે બોલતાં,

નારીને સારૂ એવા કેટલા મુઆ છે તે મને કહી બતાવ નહી તો તમે મરી રસ્તો કાઢવાનો હતા કે શું! પણ જે પ્રીત કરી પાછો હઠે એ માણુસ ન જાણુવા માટે તમે મારી સાથે હશીને બોલો સદેવંત બોલ્યો

પદમણી તારાં વેણુ રૂદેમાં રહે;
બાણાવળીનાં છુટયાં બાણુ તે તો પાછાં કેમ ફરે.

ઓ સાવળીંગા તારાં જે વેણુ તે મારા હૃદયમાં સોંસરા ચાલ્યાં જાય છે. જેમ બાણુાવળીનું બાણુ પાછું ન ફરે તેમ તને હું છોડનાર નથી તે સાંભળી સાવળીંગા કહે છે.

દોહરા—પ્રીત અગોચર કીજીએરે, રાજા મારૂં કહ્યું તું તો માન;
કોઇને નવ સંભળાવીએરે, રાજા એકથી બીજે કાન,

રાજા પ્રીત કરવી તો છાની કરવી પણ એક કાનથી બીજે કાન જાય એમ કરવી નહીં ત્યારે રાજા કેહ મેં કોને સંભળાવી એ બતાવ ત્યારે સાવળીંગા કેહ છે કે જુવો એક લાલાબારોટ, બીજી વાલીઆ હજામે તથા ત્રીજી પાટમદે રાણીએ અને થોડી ઘણી મેહતા પણ જાણે છે. માટે કાંમ સમજણ રાખો પછી રાજા ઉભા થાય છે કે આં મહા કામામાતુર થઇ સદેવંતની ધોતીની પાટલી તાણી ખેંચે છે કે હવે કયાં જાઓ છો એટલે સદેવંત થરથર ધ્રુજવા લાગ્યો કારણ એણે કેઇ દીવસ કેઇ કોઇની સાથે પ્રીતિ કરેલી નહી તથા પેહલ-વહેલી થઇ તેથી દેહસત લાગી, હવે કાણીએ ગોરને શોધી કહાડયા પછી કહ્યું કે મહારાજ સદેવંતે તો પડદા બડદા ફાડી નાંખ્યા એવું સાંભળી ગોર ત્યાંથી ધસ્યા ધસ્યા નીશાળે આવ્યા ત્યાં સદેવંતને સાવળીંગા ઝાલી રહી છે તે જોઇ કેહ છે.

દોહરા—પકડીયા કામનીએ છેડલારે રાજા થર થર થર થાય,
એવે સમયે ગોરજી આવીઆ, એતો તંબુ તણી માંય

ચોપાઇ—તંબુ તણીરે માંય, સદેવંત શું કરે,
લોકડીઆની લાજ, હઇયામાં નવ ધરે.

ગોર ત્યાં આવી સદેવંતને કેહ છે કે તું કોઇની શરમ રાખતો નથી મારીને પડદા બડદા ફાડી નાંખ્યા છે છોકરાને મારીને કહાડી મુકયા માટે હું તો જઇતે તહારા પીતાને કહીશ મારે હવે નીશાળ ભણાવવી નથી એવી ધમકીનો અવાજ સાંભળી શરમાઇને નીચું જોઇ નીશાળની બહાર ચાલી નીકળ્યા પછી ગોર સાવળીંગાને કહે બધી નીશાળ બગાડી તે સાંભળી સાવળીંગા કહે છે.

દોહરો—ધરેરે ધુમ્માંને છાપરાં વાલીવારે, કંઇ ખોલડાં ખદખદ થાય;
વા ને વંટોળીયો આવીયો તે ગોર પડદા ઉડારે ઉડી જાય.

કે ગોર વા ને વંટોળીઓ ચડયો ને મારીને છાપરાં નેવાં ખડખડવા લાગ્યાં પડદા છુટીને એની મેળે ઉડયા.

ચોપાઇ—શીખ દોનો ગોર ઘર દીશાએ ચાલીએ, રૂડાં વધામણાં કોઇ
પીતાજીને આપીએ
એમ કહીનાર ઘરભણી ચાલીનાં: મળીયા સદેવંતરાય મુખેમુખ ભાળીયાં.

રજા લઇ સાવળીંગા બહાર નીકળી એટલે સદેવંત કહે છે કે જુઓ આખો દીવસ આપણો અકારત ગયો ને ગોરે જાણ્યું ત્યારે સદેવંત કહે છે કે મારાથી તો કાલે નિશાળે નહિ અવાય આપણું કામ પેલા કાણીઆએ બગાડયું હવે કેમ કરીશું ? સાવળીગા બોલી ગોરે ડાંગર વાલી છે માટે બધા છોકરાને અને છોડીઓને એક દીવસ ટોવા મોકલે છે પણ તમે નથી ગયા ને હુંએ નથી ગઇ માટે જઇને કહો કે કાલે તમારી વાડીએ અમો હુવા ટોવા જઇશું ને હું તે ભાત આપવા આવીશ તે સાંભળી સદેવંત પાછો ગોર પાસે આવ્યો ને કહ્યું કે તમારી વાડીએ જવાનો વારો અમને નહી આપો ? બધાને આપો છોને, ત્યારે ગોર બોલ્યા તમે રાજા છો ત્યારે સદેવંત કહે ઘેર રાજા પણ અહીં તો નિશાળીઆ ત્યારે ગોર બોલ્યા કાલે તમે જજો સદેવંત કહે મારૂં ભાત આપવા સાવળીંગાને મેકલજો. ભાઇ આવશે તો મોકલીશ પછી સદેવંત ત્યાંથી ઘેર ગયો અને ગોર પોતાના ઘર ગયા પણ ખાવું પીવું સુખતું નથી ને ઉદાસ થઇને બેઠા છે ત્યારે ગોરાણીએ કહ્યું કે તમે આજ ઉદાસ કેમ છો ? ગોર કહે રાજાનો કુંવર વાડીએ જવાનો છે છે ને તેને ભાત આપવા સાવળીંગાને મોકલવાની છે ને એ ન જાય તો પછી જીવવાનું ઠેકાણું નથી; ગોરાણી કહે એમાં તે શું છે મારી પાસે મોકલજો એટલે હું સમજાવીને મોકલીશ બીજે દિવસે સદેવંતે પાટમદેનો પાથરવાનો રત્નજડિત ઓછાડ હતો તે છાનોમાનો લેઇ બચકીમાં બાંધ્યો તે પાટમદેએ દીઠો એટલે સદેવંતને કહે છે.

દીવસ ચડયો પહોર, બચકા ક્યાં બાંધીઆ;
પાટમદેના ઓછાડ તે, કોને કાજે ચોરીયા.
સાચું કહોને મારા શામ, પછા કયારે ઘેર આવશો.

હે મહારાજ આ વરણાગી આજ તમે કોને દેખાડશો ને તમે ઘેર કયારે આવશો પણ રાજા કાંઇ ઉત્તર આપ્યા વગર ગોરની વાડીએ ગયા ત્યાં એ ચંપાના ઝાડ નીચે રત્નજડીત ઓછાડ પાથરીને સુતા ભોંયમાં કાંકરા હતા તેથી ખૂંચ્યા તેથી પોતાની તલવાર વતે કાચી ડાંગર વાઢી અને તેને ચોતરો કરી તે પર ઓછાડ પાથરીને સુતા ને સાવલિંગાની વાટ જુવે છે ઝાડ ઉપર તમામ પક્ષીઓ પોતે આમ, જામ, સીતાફળ, લીંબુ નારંગી બોર, ખજૂર, દ્રાક્ષ, પપનસ, એ સર્વે ફળફળાદિ કોચી ખાઇને નીચે નાખે છે પણ કોઇ ઉડાડતું નથી સાવળીંગા નીશાળે ગઇ એટલે ગોરે કહ્યું કે તને ગોરાણી બોલાવે છે સાવળીંગા કહે શું કામ છે ગોર કહે કંઇ કામ હશે સાવળીંગાએ કહ્યું હું તો કાંઇ જતી નથી પછી ગોરે ઘણું કહી ગોરાણી પાસે મોકલી ત્યાં ગોરાણીએ કહ્યું કે આજ રાજાના કુંવર વાડીએ ગયા છે અને તું કોઇ દીવસે વાડીએ ગઇ નથી તેથી આજ ભાત લેઇને જા સાવળીંગા કહે મેં તો વાડી દીઠી નથી ને હું તો કાંઇ જતી નથી ગોરાણી કહે ગરજ હોય તો પુછતાં પુછતાં લંકામાં જઇએ સાવળીં-ગાના મનમાં જવાનું તો હતુ ને ગોરાણીએ ઘણું કહ્યું ત્યારે કહે લાવો જઇએ પછી ગોરાણીએ બે લાડવા હતા તે રુમાલમાં વીંટીને આપ્યા તે લેઇ સાવળીંગા ચાલી તે રસ્તે જતાં વિચાર કરે છે કે મારા રાજા આ લાડવા ખાય? એમને વાસ્તે તો બત્રીસ ભાતની રસોઇ અને તેત્રીસ ભાતના શાક કરી સોનાના થાળમાં મુકી રૂપાની ઝારીમાં ચોખ્ખું નીર ભરી સોળે શણગાર પહેરી જઇને જમાડીશ એમ

કહી એક કુતરો આવ્યો તેને લાડવા ખવરાવી દીધા અને પોતે ત્યાંથી પોતાના રંગ મેહેલમાં એકાંત વાસ ઉપર આવી અને રસોઇ કરવા સારૂ નાહી ધોઇ સાવળીંગા બેઠી પોતે નાના પ્રકારનાં પકવાન, શીરો, કંસાર, દુધપાક, આરીયાં ગલકાં, કોળુ, ગવાર, મગ, ચોળાની શીંગો, રતાળુ, સુરણ, ડોડી, વંતાક, વાલોડ વિગેરે નાના પ્રકારના શાક વઘાર્યાં અને વળી કેળાં, અડવી, કોળું, ઇત્યાદ ભાતભાતના ભજીયાં બનાવ્યાં એ રીતે ઘણી સુંદર રસોઇ મરી મીઠું વગેરે મશાલો નાખીને તૈયાર કરી પોતે શણગાર સજવા દાસીને બોલાવી તે દાસીએ એક રાવતની સાથે માયા કરી હતી પણ ચાર દીવસથી તેની પાસે ગઇ નહોતી તેથી હમણાં મારી બાઇ કામમાં છે માટે જઇ આવું એમ ધારી તેની પાસે ગઇ ત્યારે પેલા રાવતને ચાર દીવસથી આવી નહોતી તેથી ક્રોધ ચડયો ને તેને પાંચસાત ચાબખા લગાવી દીધા ને કહ્યું કે રાંડ ચાર દીવસથી કયાં ગય હતી દાસી કહે મહારાજ કામમાં ભરાઇ હતી તેથી અવાયું નથી તે રીસાઇને બેઠો ને દાસી પણ રીસાઇને કોરે બેઠી હવે રાવત મનાઇ ત્યારે સાવળીંગા પાસે દાસીથી જવાય અને સાવળીંગા રસોઇ કરી શણગાર સજે છે અને દાસીને ઘાંટો કહાડે છે પણ ત્યાં કોણ હોય તે બોલે પછી પોતાને હાથે મંજુસ ઉઘાડી શણગાર સજવા માંડયો ને મનમાં દાસીને ગાળો ભાડે છે હવે તમામ રસોઇ સોનાના થાળમાં ભરી ઉપર રૂમાલ ઢાંકી થાળ ભરી કોરે મુકયો છે અને પોતે અંગે સોળે શણગાર સજે છે એવામાં એક લાકડાનો કકડો ચુલામાં સળગતો રહી જવાથી તેની ધુણી જોઇ તેની ભોજાઇ ચોકમાં બેઠી હશે તે રંગમેહેલમાં આવીને કહે છે.

શેઠ મોહોટા શાહુકાર, કીયા ઘેર પીયારે,
નરવિનાની નાર, તું આવડો બનાવ કેમ કરે.
દેખશે દુરીજન લોક, વીચારે વાતમાં;
આપણે ઉત્તમ જાત, હળવાં પડીએ નાતમાં.

હે બાઇ આપણે મોટાના છોરૂ થઇને આવાં તોફાન ના કરીએ સાવળીંગા મહા કોપાયમાન થઇને ભોજાઇને કહે છે.

મેં માનીતી કોઇ સદા શીવની માનતા.
સજુ છું સોળ શણુગાર અંગ પર શોભતા.
પ્રથમ પુછયું જઇને મારી માતને,
પછી કહી દઇશું અમારા ભ્રાતને.

હે રાંડ હું મારી માને કહી પહેરૂં છું હવે જો કહીશ તો તારા માટીને કહીશ તે સાંભળી ભોજાઇ કહે નકકી એના ભાઇને કહીને માર ખવરાવશે માટે સાવળીંગાને સારૂ લગાડવા વાસ્તે સમજાવીને કહે છે.

બાઇ મેં હસીને કીધો ખ્યાલ, એના નવ આણુશો ઓરતા.
તમે સજો સોળ શણુગાર, પહેરો અંગ શોભતા.

હે બાપ હું તો હસતાં હસતાં કહેતી હતી એટલામાં તમે આટલી બધી રીસ શું કરવા કરો છો પછી ભોજાઇને કહે છે કે હું જ્યારે નમુ છું ત્યારે ઉંચે જઇ બેસે છે એના ભાઇને કહી શું કરશે.

કહ્યા માટે શુંય, કહેશો તમારા ભ્રાતને;
પુજવાને ફળ હોય તો તેડાવો રૂડા સાથને.

હે બાઇ માનતા માની હોય તો સાહેલીઓને તેડી વાજતે ગાજતે જાઓ ને એકલાં શું કરવા જાઓ છો એટલું કહી પોતે નીચે જઇ બેઠી સાવળીંગાને ભાભીનાં વચન બાણુ જેવાં લાગ્યાં હવે ભોજાઇ અને દાસીને ગાળો ભાંડતી જાય છે, ને શણુગાર પહેરતી જાય છે.

દોહરો—કડાં સાંકળાં અણુવટ વીંછવાં, ને વળી ઝાંઝરનો ઝમકાર;
બાજુબંધ બેરખી ચીપ ચુડલાને વળી નવસરો મોતીની હાર.

ચોપાઇ—હેમ જડયાં હાર, મોતી જાણે મેડીયા;
કેસર ચંદન લાટ, હળવે તે તાણીયાં.
સેંથો ભર્યો અનુપ, ગજ મોતનકી રાખડી.
બોલે ચંગારે વેન, ફુલા કેરી પાંખડી.
કાંબીને કડલારે, વીંછવા વાજણે,
ઝાંઝરનો ઝણુકાર, ઘુઘરા ગાજશે;

શોભા ઇંદ્રના છોડ, અપસરારે ઉતરી.
અંગે કુમકુમકી લોલ, બત્રીસી જેની વીજળી;
દાડમ કળીયાં દંત, બની એક પુતળી.
નાક સુડાની ચાંચ, તેણુ પહેરી વેસરી;
દોય નેણુકેરે બીચ, ચોડી એક ટીલડી.
સજ્યા સોળ શણુગાર, બની સુઘડ નારીયા;
હાથ લીધો થાળ જળ ભરી ઝારીયાં.
જ્યારે ઉઠીરે અલબેલ, દાસીરે પધારીયા,
બાઇરે દોનુંકી નજર, વારીવારી વારીયાં.

હવે સાવળીંગા શણુગાર સજીને મેહેલમાંથી ઉતરે છે એવામાં દાસીને આવતી જોઇ એટલે રીસ કરી થાળ હેઠો મુકી એક સામો તકતો હતો તેમાં પોતાનું મુખારવીંદ જુવે છે અને કહે છે કે આ મારો સાળુ બહુ હલકો છે તેથી હું બીજી મલકાપરીની જે સાડી છે તે પહેરૂં.

દોહરો—આણુ સાળુરે મારે ઓઢણુને, હુંતો પહેરૂં ચંગારે ચંગ, ચીર
જેના પાલવ રૂડા સોભતારે, એવાં પહેરૂં મલકાપરીરે મલહીર

એમ કહી હલકો સાળુ કહાડી નાખ્યો અને ચીર કહાડી પહેર્યું પછી હાથમાં સોટી લઇ દાસીને કહે છે.

બુધ વિનાની દાસડીને રાંડ હૈયામાં કાંઇ નજાણુ;
એકનો દુરીજન મારી ભાભી થઇને તેતો હૈયામાં કરી ગઇ હાણુ

એમ કહી દાસીને બે ત્રણુ સાટીયો જડાવી દીધી કે રાંડ તું જતી રહી ને મારી ભોજાઇ આવી મને મેણું મારી ગઇ તે મારે સાંખવા પડયાં.

સોબતડી બાઇ સહુને સરખીને, વળી કોઇને રાજાને કોઇને રાંક;
પદમણી મનમાં વીચારજોરે, બાઇ ગરીબનો કાઢો ન વાંક.

એ બાઈ ગરીબ તાલેવન બધાંને પ્રીત સરખી હોય તમે તો મારા વાંક કહાડો છો પણ મનમાં વિચારો હવે સાવળીંગા મહેલમાંથી જેમ આકાશમાંથી વીજળી ઝબકે એમ તેજ મારતી નીકળી.

કવીત—માનની મૃદંગ બેઠાં કટાક્ષ માન તુજ.
નેન મોચે અંજન બનાયકે
આભુષણુ પેરી લીધાં બની ઠની અતિ પ્રચારી.
કારી ઘનસારી મતબારી લપટાય કે,
અતિ હું ઘટાજ્યુ અંધારી કારી વીજળી,
ચમકે માનુ અટારી ચરી આયકે.
સુંદર સાવળીંગા ચલી જાય,
કવીત—શીરા ફુલ શીરપર, બેસતો ફોજદાર,
કરણું ફુલ કારકુન, ગજરા તે કીજીયે.
નેન તો તમીર જાકે, ચોધરી અધુર બેન,
બાજબંધ છડીદાર, ઉટાછટી છાજીયે,
કાનુકે કુછ જાન, કુંચકી બીરાજમાન,
નઇસદકી જોબનકી જમારી ઝાઝીયે,
સુંદરી સજે શણુગાર, પ્રીતમકુ મીલનેકુ
ઝાઝરકો કોર માનુ, કાટ કીયો ઘુંઘટકો,
એકેહી ચીત અલી મેરચો હઠાયો યે.
મારે તો શમશેરે અતી કટારી દીગ અંજનકો,
જીનકો નગારો અગડબંબહી બજાયા હે.
મોતીરથ નેન બને કામની બંદુક માન,
મન હુકી અટક ઝઘડો મચાયો હે.
સેજ સુખડા મીલે આભુષણ બેતપરે,

આવી તરેહથી તેના શણગારની અને તેના બદનની અગણીત શોભા આવતી સાવળીંગા બજારમાં જાય છે.

ચોપાઇ—નારી ઝાઝા નેહ, બજારમાં નીસર્યા.
સારા શેહરના લોક દીવાના હો રહ્યા.
જેમ રાયમાં દીવો સાર, જોવાને નીસરી,
કોરે આબે કોય, ઝબુકે છે વિજળી.

સોહલો—સુંદર બજારમાં જાય, લોક કયે રૂપવંતી વાએ વાય.

છેલ જુવે તેને કેમ સુહાય. હૈયુ ફુટેને હાય હાય.

સાવળીંગા ચાલી જાય છે એવામાં એક વાણીયો ધી લાવતો હતો તે હાથમાં કુલ્લુ લેઇ તાવડામાં રેડવા જતો હતો તેવામાં તેણે સાવળીંગા જોઇને બેભાન થઇ ભોયમાં ધી રેડી દીધું તે જોઇ એક જુવાન બ્રાહ્મણ વાણીયાને કહે છે.

પડયા બાજરશું કાજરશું, ને ઝટઝટ કુરંગીની ખાય;

ધીરે વેચંતાં વાણીયારે, તારાં ધૃત ઢોળાઇ જાય.

યે વાણીયા એમાં શું દીઠું કે તેં ધી ઢોળી નાંખ્યું ત્યારે વાણીઓ બ્રાહ્મણને કેહ છે.

સાચા દિલથી સ્મરણ કરીને, વળી ચાલી જાય સુરત નીરધાર

મેર આપે માગીએ એવી નાની નાજુક નાર

વાણીઓ કહે એના રૂપ ઉપર એક કુલ્લુ તો શું એવાં પાંચ કુલ્લાં ઉતારીને ફેંકી દઉં તે કોઇના તરફ જોતી નથી બ્રાહ્મણ કહે તું તો નુકશાન કરી તેના સામુ જુએ છે પણ જો હું એને બોલાવું એમ કહી સાવળીંગાના સામો જઇ ઉભો રહ્યો, પણ સાવળીંગાએ સામું ન જોયું ત્યારે બ્રાહ્મણે એક ધાત કહ્યો.

નારી તું કાંઇ નથી જાણતી, ને વળી જાણેરે સ્નેહ ઉપાય;

આ છેલડો તને સામા મળ્યો, ને તું રસની બારી કેમ જાય.

સાંભળી સાવળીંગાને ધણી રીસ ચડી એટલે આંખ કાતરી બ્રાહ્મણ ભણી જોયું એટલામાં ભટને ફેર આવ્યા ને મુરછા ખાઇ એક કીચડનો ભરેલો ખાળ હતો તેમાં પડયો ને આંખો તરી ગઇ.

ચોપાઇ—સજ્યા સોળ સણગાર, પીયા કેરે કારણે;

માર્યાં નેણું કેરાં બાણ, બ્રાહ્મણ પડયો ખાળમાં,

ભટને પડેલો જોઇ વાણીયો કહે છે ભાઇ પાસે જઇ કેવો લાભ કમાયો અમે વેગળે રહ્યા ને નુકશાન છો થયું પણ આખરૂમેર તો છીએ

હવે સાવળીંગા ઉભી બજાર ચાલી નીકળી અને તેનું રૂપ મહા તેજસ્વી કે જેવી આકાશની વીજળી, પુનમને ચંદ્ર, અને હોળીની ઝાળ માફક પ્રકાશ પામી રહ્યું છે અને જો જુએ છે તે મોહીત થાય છે એક સોનારની દુકાન હતી તેમાં તે ઘાટ ઘડતો હતો તે એને જોઇ પોતાનો હથોડો માથામાં મારવા લાગ્યો અને ચોરામાં જે ચારણ ભાટ બેઠેલો તે અને દુકાનોમાં બેઠેલા વાણીઆ તેને જોઇ મોહીત થાય.

ચોરે માર્યા ભાટ. બજારે માર્યા વાણીયા;
સોનીએ ફોડયાં શીશ, લવારે શીર તોડીઆ,

એવી રીતે સાવળીંગા કંઇકને છણકો મારતી ચાલી જાય છે એવામાં ખાળમાં જે ભટ પડયા છે તેની સ્ત્રી જમવાની વખત થઇ છે તેથી મહારાજને ખોળવા નીકળી છે એવામાં એક આદમી કહે છે કે આ બાયડી જાય છે તેને જોઇ મુરછા ખાઇ પેલો ખાલમાં પડયો છે ત્યારે પેલી સ્ત્રી રીસ ચડાવી સાવળીગાં સાથે લડવા લાગી તું મારા ધણીને મારી કયાં જાય છે તે વારે સાવળીંગાએ સામુ જોયુ. એટલે તે પણ આભી થઇ ગઇ પછી ભટાણી કહે છે.

દોહરો—ચંદ્રબદન મૃગલોચનને, રાંડ બળ્યો તારોરે રંગ,
તને દેખી મારો પીયુ પડી ગયો ને રાંડ કામ ભરીયોરે અંગ

હે રાંડ બળ્યું તારૂં રૂપ કે મારો ધણી કાદવમાં પડયો તે સાંભળીને સાવળીંગા કહે છે.

મુને દેખીને તરૂવર ડગેને; વળી હસ્તીના તુટે જોને દંત.
જાઓ સઇયર ઘેર સાકર વેચો. જીવતો લહયો છે તુજ કંથ.

હે રાંડ મને જોઇને તો હાથીના દાંત તુટી પડે છે પણ તારો ધણી જીવતો રહયો મારે ઘેર જઇ સાકર વેંચ એવું સાંભળી ભટાણી ઝંખવાણી પડી ગઇ અને પોતાના ધણીને ખાળમાંથી ઉઠાડી ઘેર લઇ ગઇ હવે સાવળીગાં બજારમાં થઇને ચાલી દરવાજા આગળ આવી તારે દરવાજામાં એક જવાન અને એક ઘરડો એવા બે સામા સામા સીપાઇ બેઠા છે પેલા જુવાન છોકરાએ કહ્યુ કે દેખો બડેમીયાં

કયાં મજેકી નાજુક નાર આતીહે તારે બુઢા બોલ્યો કે ચુપ રહે એતો કોઇ જીવતી ચુડેલ )હે તું નાના હોકે કયા બોલતા હે અભી બજારમેં બડા જુલમ કરકે આઇ હે એક શોનીકા ઉસકું દેખકર શીર ફુટ ગયાં એક લુહારકા પાઙ તુટ ગયા ઓર એક બનયાકા ધીકા કુલ્લા ઢોળા ગયા એક બમન તો બીચારા બુરી તરાસે પડા હે ને જો કુછ તું બોલેગા તો ફીરભી તેરી એસી હાલત હોવેગી ને મે ભાગ જાવગા છોકરો કહે કયા અપનેકુ કુછ કરેગી અપન તો ઉસી સાથ સીધી બાત કરેગે એમ કહી સાવળીંગાને કહે છે.

નહીરે મારી તેને છુટોરે કટારીને; વળી નહીરે બરછી તલવાર,
દોરે નેનુંસે તેને માર દીયેને. ફળી ઘાયલ કીધી બજાર.

છોકરો બોલયો કે હે અી તેરી પાસ કુછ હથીયાર તો હય નહી ને તુને સારી બજારકુ કતલ કર ડાલી એતો બડી જુલમકી બાત એ સાંભળી સાવળીંગા કહે છે.

ટીલડી ચોડુતો તો મીયાં તીસ મરેને વળી શેંથો પૂરૂ તો મરે વીસ
કાજળ આંજુતો કેર કરૂને વળી નીતના મરે પાંચ પચીસ,

એ મીયાં હું શણુગાર સજુ તો મને દેખે તેટલાં ભોય પડે એમ કહી થાલ લઇ દરવાજા બહાર નીકળી એવામાં એની સગપણી સામી મળી તે બોલી કે--

કંચન થાળ જોને કર ધર્યોને; વળી તારે હઇડે હરખ ન માય.
પગરે પડે ઉતાવળા વળી કોને સઇયર કયાં જાય,

ચોપાઇ--કોને સઇયર કયાં જાઓ. એકા એક નીસરી.
મુજ સઇયરનો માથ, કે તુ કેમ વીસરી,
તારા દીધની વાત મારા આગળ નહી કરે,
સરવે સાહેલીઓની આણુ, અહીથી જો તું ડગલુ ભરે.

એ ચઇયર ઉતાવળી ઉતાવળી કયાં જાય છે તે કહયા વગર જાય તો તને બધી સઇયરોની આણુ છે.

દોહરો—મેં માનીતી શીવની માનતાને. વળી દીવસ ચડતાં જાય

જાવું છે ગોરની વાડીએને, મારા ફુલડીયાંએ કરમાય.

હે બેન શીવની માનતા માની છે ને ગોરની વાંડીએ જવું છે. તે સાંભળી સઈયર કહે છે.

બોલીયું તો સારી લાગેને, વળી વેણુનાં નથી તારાં મુલ;

જાઓ છો ગોરની વાડીએ, ત્યાં કંઈ કંઈ જાતનાં ફુલ.

એ બેન ગોરની વાડીએ. કંઈ કંઈ જાતનાં ફુલ છે તે મને કહે હવે સાવળીંગાએ ગોરની વાડી જોઈ નથી તો ફુલ શી રીતે બતાવે પણ પોતે મહા ચતુર છે તેથી કહી બતાવે છે.

ચોપાઈ--ચંપો સરવોને સોળ, કેવડો મરવોને કેતકી

જાઈ જાવંતરીને ડોલર ચંબેલીરે બહુ ફુળી

વરણ અઢારે ભાત, તેની જુદી જાતડી

છે એક ચંપાનો છોડ તેમાં વળગી મારી વેલડી

કરમ સંજોગે કોય, વધી છે વેલડી

કહું છું સાચી વાત, સાંભળ મારી સાહેલડી

બેનપણી બોલી બેન તારા બોલ ઉપરથી બધી મતલબ હું સમજી ગઈ જોજે કઇ હળવી પડતી.

સોહલો--જે સર વીતીએ સરભાર. કાંક રાખો બોલ્યાનો વિચાર;

વેણ વેણ પાડો છો ભાત, આપણ ઉત્તમ માજન જાત.

હે બેન ગણી ગણીને બોલ તો આપ છો પણ જોજે હીમથી વાંકુ ન થાય એણ કહી ફરીને કહે છે.

દોહરા--સાંભળ મારી સાહેલડીને, વળી કાંક રાખોને વિચાર.

જુગતે કરી જમાડજો, ને વળી એ પળ લેજોને ઉગાર.

હે બેન જુગતાઈથી રાજાને જમાડજો. સાવળીંગા કહે તારા કરતાં મારામાં અકકલ ઘણી છે.

સાંભળ મારી સાહેલડીને વળી પુરણ મેં તો કીધાં કામ;

જુગતેથી રાજાને જમાડીશું, ને મારી લાજતો રાખે મારો રામ.

એ બેન લાજ તો પરમેશ્વર રાખનાર છે એમ કહી પોતે વાડી તરફ ચાલી રસ્તામાં બે રસ્તા આવ્યા એટલે ખમચાઇને ઉભી અને એક ગોવાળીયાને પુછે છે.

સોના ઇઢાણી શીર પર ધરીને વળી માથે તે મેલ્યું જોને ભાત;

ભાઇ વીરા જોને ગોવાળીયા વીનવું, ને મારી કેઇ કોડીને કઇ વાટ.

હે ભાઇ ગોરની વડીનો રસ્તો કાયો ?

ઉંચા તે આંબા જોને આંબલીને વળી નીચી તે દાડમ દ્રાક્ષ,

ઉપર સુડા જોને સાટવેરે તારી એ છે વાડીને એરે વાટ.

હે બેન આ આંબા અને આંબલીઓ દેખાય છે અને ઉપર સુડા કલોલ કરે છે એ તમારી વાડી એ સાંભળી સાવળીંગા પોતે હરખમાં ચાલી જાય છે અને જ્યાં પવનના ઝપાટાથી માથા ઉપરનુ ચીર ખસીને અંબોડે આવી રહ્યું છે અને મુખારવીંદ ઉઘાડું તેજ મારી રહ્યું છે અને ચોટલીની વેણુનાં પાટીયાં કાળા ભમરાની માફક ઝળકી રહ્યાં છે અને પોતે મહા મદમાં હંસના માફક કુદતી ચાલી જાય છે તે જોઇને સદેવંત કહે છે.

ચોપાઇ—છૂટે પડે જોને નાર એમનાં એમ આવજો,

સનધટ કરી આંચ આડી નવ લાવજો.

છૂટે પંડે જોને નાર લાગે બહુ સારીયાં;

સાવળીંગા સમતોલ નાવે બીજી નારીયા;

એ સાંભળતાં સાવળીંગા વીચાર કરે છે કે રાજાએ મને લાજ કહાડવાનું કહ્યું તેથી પોતે ઘુમટો તાણી ચાલી આવી.

અવળિ ફરીને અલબેલ, આપરે સમારીયા;

સનધટ છેડા તાણુ, ઘુંઘડી બેઇ વાલીયા.

માથે સોનાનો થાળ, જળ ભરી ઝારીયાં;

ચંપા થડે ભાત ઉતારી પોતે આધી ઉભી છે તે જોઇ મહા કોપાયમાન થયા ને કહ્યું કે તું મને જમાડવા આવી છે કે ઘુંઘટો તાણી રોવા ! એમ કહી રીસાઇ ત્યાંથી પોતે ઊઠી આઘા ગયા સાવ-

ળીંગાના મનમાં કે રાજા પીશાબ કરવા ગયા હશે તે હમણાં આવશે પણ રાજા તો આવ્યા નહી તેથી રાજાને મનાવવા સારૂ ચંપાના ઝાડને કહે છે.

દોહરો--ચંપા તુજને ભમર છેડેને, વળી મુજને છેડેરે સાજન;
હેતેને પ્રીતે અમે આવિયાં કેમ રીસે ભરાયા રાજન.

સોહલો--રીસે ભરાયા ઓ રાજન, ગોઠી કરવા મારા સોજા સાજાન
કહ્યું નથી વલા તમને કેણ, દૂભાણા જેમ દુશ્મનનાં વેણ,

હે રાજા તમને મેં કાંઇ કહ્યું નથી ને તમે રીસાઇ કેમ બેઠા છો તમારા જીવની ખાતર ત્રણ ગાઉ ચાલી આવી ને પગમાં તો ફોલ્લા પડી ગયા છે તોએ તમે બોલતા નથી એનું કારણ શું ? રાજાને રીસ ચડી તેથી હુડા ટોવાનો માળો હતો તે ઉપર ચઢી બેઠા પછી સાવળીંગા કહે મહારાજ પગ ધુવો અને કહો તો થાળ અહીં લાવું રાજાએ એક આમલીની સોટી લઇને ઝાપટી દીધી તેથી સોલ ઉઠયો તેથી નીચે બેસી રોવા માંડયું ને પોતે પરતાવો કરે છે કે મેં ઘરમાં તો હજુ લગણ કોઇનો ટુંકારો ખાધો નથી ને અહી માર ખાવો પડે છે એ મારા કરમનો વાંક છે એમ કહી રાજા પાસે ગઇ એને કહે છે.

દોહરો--તુને વાગો ઝપેટીયોને, કેમ રાજા માળે ચઢીઓરે સુજાણ
ઝરઝર માથે નીર ઝયેરે, તુને કેમ ન ખાવે કમાણુ.

હે રાજા કેમને દયા નથી આવતી કે તમે આમ ગાંડા થઇ ગયા રાજા કહે તને કહ્યું કે તું આવતીતી એમને એમ છુટે પડે આવજે ત્યારે તો ધુંમટો તાણીને મારા નામનો છેડો વાળીને આવી એમ કહી બોલે છે.

ચોપાઇ-છેલ જમાડવાને કાંઇ, આવી તું તો ગોરીયાં.
કરોધ થકીરે કામન, પગે ઉપાડીયાં.

તે સાંભળી સાવળીંગા કહે છે કે રાજા અમારો સ્રીનો ધર્મ છે કે લાજ મરજાદાથી આવવું પણ પવનથી અંબોડા પર ;ચીરનો છેડો ગયો તેને ખસેડી જરા નીચે ઉતરી ગયો તેમાં મારો શો વાંક કહાડો છો

લાગી પવનની આંચ, પનઘટ મારા ઉડીઆ;

આછા સાળુ રાય, અમર લેઇ ઓડીયા,

એવું સાંભળતાં રાજા ખુશી થયા ને મનમાં કહે છે બાપડીને વગર વાંકે મારી પછી થાળ પાસે આવીને બેઠા

રોહરો—નથીરે નીરાં નથી સરોવરોવરાંને વળી નથી કુવામાં જોને કોસ

નીર ઢોળ્યાં નહિ મળેને, રાજા દેશો કંઇ અમને ન દોશ.

સોહલે—દેશો કાં તમો અમને દોષ, અને ચઢયો તે ઉતારો રોશ,

સમશા સલજી લ્યો તમે જાણી. પણ ઢોળ્યાં ન પાળે પાણી,

હે રાજા આ પાણી તમે ઢોળી નાખ્યું તે હું ક્યાંથી લાવીશ અહીંઆં કાંઇ સરોવર કે કુવામાં કોસ નથી તે સાંભળિ રાજા હસી પડયો ને સ્રીને કહે છે જે જમાડશે તે પાણી નહી પાય! વાસ્તે પાણી લઇ આવે તો જમીએ નહી તો થાળ લઇને પાછાં ઘેર જાઓ સાવળિંગા બોલી કયાંથી લાવું! ત્યારે રાજા કહે છે.

દોહરો—હસ કુવોને હસ વાવડીને. વલી હંસલી તું સીંચનહાર;

નીર ભરી આવો સુદરી તો. આપણુ ભોજન જમીએ સાર

હે સ્રી હસ કુવા ઉપરથી પાણી લઇ આવો હવે સાવળિંગા કુવા ઉપર સાળુ બાંધી ઝારી કુવામાં ફાંસી પણ કુવો ઉંડો તેથી પહોચી નહિ તેથી કુવા ઉપર ઉભી છે એટલામાં ગોવળિઓ ગાયો ચરાવે છે તેને કહ્યુ ભાઇ અહી મારૂં ચીર પહોચતું નથી ને બીજે કાંઇ પાણી મળશે! ગોવાળીઓ બોલ્યો ગામમાં જાવ તો મળે નહી તો અહીથી બે ગાઉ ઉપર નદી છે ત્યાં જાવ તો મળે પછી ચીરનો કછોટો વાળિ હાથમાં ઝારી લઇ પોતે નદી તરફ ચાલી રસ્તામાં જતાં પગે કાંટા વાગ્યાં અને ચીર પણ કાંટામાં ભરાઇને ફાટવા લાગ્યાં એવી રીતે ઉજડ વગડામાં ચાલતી નદીએ જઇ વિચાર કરવા લાગી કે અહીયાં કોઇ છે નહિ માટે નાહી લઉ પછી લુગડાં ઉતારી નદીમાં નાહવા પડી નદી તીરે એક શીમળાનુ ઝાડ ઉગ્યું હતુ તેને કહે છે,

નદી કીનારે શીમળાને, ભુંડા ક્યાં ન ઉગ્યોરે તું દુર,

મારૂં જોબન તારાં ફુલઢાલે, તે તો જાય છે વહેતે પુર
તે સાંભળીને શીમળાનું ઝાડ કહે છે

હું નદી કીનારે વસુ શીમળોને વળી સોટા પાંશળો દોર
તારૂ જોબનને મારા ફુલડાળે; ભુડી જાએ વાને વટોળ

પછી એક ચંપાનુ ઝાડ હતું તે જોઇને કહે છે મારા રાજા ચંપાની સુગંધ બે છે તેથી મને પણ અહી મળી માટે એધાણી સારૂ બે ચારેય ફુલ વીણી લઈ નદીને સામી તીર એક કેળનુ ઝાડને પેલા ચંપાને કહે છે કે મારા અમરત જેવાં ફળ ને મારા પાતરામાં સૌ ભોજન જમે છે તેનુ તો નામ નથી લેતી અને તારી પાશે ભમરો સરખો પણ નથી આવતો તે તારા ફુલ આ કોમળ સ્રી હરખથી વીને છે ભાઇ તુ તો મહા નશીબવાન એમ કહે છે.

ચંપા તુતો અભાગીઓને વળી શીતળ જોને તારી છાંય.
સાવલીગા વીણે તારા ફુલડાંને એતો લાંબી કરકર બાંય.

હું શેનો અભાગીઓ સભાગીઓ રાણીના હાર કે તે રાણીની ડોયમાં હીચે છે તે સાંભલી હાર કહે છે.

હાર કહે અમે શેના સભાગીયાને વળી સભાગીયાં રાણીના
ચીર કેડે પડે જોને પાટલીને વળિ વીતાઇ વળે શરીર

એ ભાઇ રાણીજીના ચીર આખો દહાડો શરીર ઉપર રહેછે તે સભાગીયાં છે વળતી ચીર ચહે છે.

ચીર કએ અમે કેના સભાગીયાને વળિ સભાગી નદીઓના નીર
ચીર ઉતારી કાંઠએ મુકયાને, નીરને સોંપ્યું શરીર

અમે સભાગીયાં હઇએ તો ઉતારી વેગળે મુકે સભાગીયાં નીર કે જેને આખુ શરીર સોંપી દીધું છે.

નીર કહે અમે શેનાં સભાગીઆંને વળી ઉલટો ધુવે છે જોનેમેલ
સભાગી સાવલીગા સુદરી એને રૂડો મળે કોઇ છેલ.

નીર કહે છે સવલીંગા સભાગી કે તેને પરણે તે સભાગી અમે શેનાં સભાગી અમારામા તે મેલ ધુવે છે.

સાવલીંગા કએ હું શેની સભાગણીને. વળી સભાગી સદેવંતરાજ
રૂઠયા રાજા માનશે તો બાઇ સુધર્યાં અમારાંએ કાજ

બાઇ હું શેની સભાગીયણુ પણુ સભાગી મારા રાજાકે આટલું કરતાં રીસ ઇ બેઠાં છે જો હવે મનાય તો સારૂં નહીતો મારો ફેરો સફળ થશે એમ કહી વાડીમાં ચાલી

સાવલીગા રૂપ સ્વરૂપ વાડીના દીશા ચાલીયાં;
કાજળ કાળી મેખ, નેણુામાં ડારીયાં
કે વચનમાં બાંધીયાં કોય, વાડીએ પધારીયાં.

સાવલીંગાને વેગળેથી ઉતાવળી શ્વાસ ભરી ચાલી આવતી જોઇને મનમાં વિચાર કરે છે કે એક ડગલું ન ભળે તે મારા સારૂં બે ગાઉ નદીએ જઇ પાણી ભરી લાવે છે. મે તેને વગર વાકે મારી એમ કહી પોતે કહે છે હવે આવે એટલે ઝટ જમવા બેસુ પણુ જ્યારે તે પાસે આવી એટલે વિચાર કરી ગયો કે શું આપણે એને પહેલાં બોલાવિએ ગરજ હશે તો ઘણીએ બોલાવતી આવશે હવે સાવલીગા પાણી લઇ આવી પાસે ઉભી પણુ રાજા બોલતા નથી ત્યારે સાવલીંગા રાજાને બોલાવે છે.

દોહરા—રૂડી ચંપા કેરી છાંયડીને વળી વાયરે શીયાળુ વાય.
જમી લોને સાજનાને, વળી ભોજન ટાહાડું થઇ જાય.
તે મહારાજ જમી લ્યો ભોજન ટાહડાં થાય છે.
પીરસ્યા વિના જોને પદમણીરે, એતો કામની કેમ ખવાય.
અવર પુરુષની ઓળમારે, એતો જુગતે જુગતે જમાય.

હે સાવળીગા તું કહે છે કે જમી લ્યો જમી લ્યો પણુ પીરસતી છે નહી તે સાંભળી સાવળીંગા બોલી હે રાજ હવે સાંજ તો પડવા આવી છે અને કોઇ જોવા આવશે તો મોટો વરઘોડો થશે પણુ મને તો તેની હરકત નથી તમો જમો તો ખરા હું કોઇની બીક રાખતી નથી

જેમ મેદની જોવા પળશે, વળી વીવાહમાં ફરે વરરાય,
તેમ જમાશે રાજના તો, વળી તેમ જમાડું મારા રાય.

એ રાજા જો લોકની ઠઠ જોવા મળે ને મારો વિવાહ થઇ રહ્યો હોય તેમ જો જમશો તોએ તેમ જમાડીશ.

સુણુ સાવલિંગા સદેવંત કહે ને વળી વર્તાઇ રહી બડી વાત;

હેતે ને પ્રીતે અમે પરણશું, ને વળી નહી વટલાવું મારા હાથ

એ સાવળીંગા હહે તો હું તારી સાથે પરણીને વરવહુ જમે છે તેમ જમીશ તે સાંભળી સાવળીંગા બોલી,

સુણુ સદેવંત સાવળીંગા કહે, ને વળી તનમાં રાખું જોને ટેક.

આજ જમાડું મારા રાજને, વળી વીવા કરતાં વીશેક.

તમારી એવી મરજી હસે તો તમારા વીવા કરતાં વીશેષ રીતે જમાડીશ. તે સાંભળી સદેવંત કહે છે.

સુણુ સાવળીંગા સદેવંત કહે ને, વળી પાળો કે ન પાળો પ્રીત

હેતે ને પ્રિતે અમે આલીએરે, તમને રાજવાળાની રીત,

એ સાવળીંગા હું તને મારા રાજવાળાની રીત આપુ તો ખરો પણુ તું પાળે કે ન પાળે ત્યારે.

સુણુ સદેવંત સાવલીંગા કહે. ને વલી પાળીશું અમેરે પ્રિત;
હેતેને પ્રિતે અમને આલજોને, તમારી રાણીજીની પ્રિત.

એ રાજા અમે તે પાલીશું માટે અમને તો આપજો એ સાંભલી સદેવંત મનમાં બહુ હરખ પામ્યો તેમ સાવલીંગા પણુ ખુશી થઇ પોને કહે છે,

સોહલો—હસી હસી કામની જોને ઝાલો હાથને, સાંભળો રાય મારી સાચી વાત.

કોડેથી આજ જમું કંસાર, સહુ મરત લોક જુવે સંસાર

એ રાજા લોક છો જુએ હુ આજ કોડેથી જમી ને જમાડીશ એમ કહી સદેવંતનો હાથ ઝાલે છે.

ચોપાઇ—ચંપા કેરી છાંય, જમાડુ રૂડા છેલને.

મેલી મરજાદ કરૂ, રંગની રેલને.
કરો કરોની વાત. ડરાવી હું તો નહી ડરૂ;
આલો માનની મોજ, નહી તો વખ ખાઇને મરૂ.

હે રાજા હવે હું કોઇની લાજ મરજાદ ગણવાની નથી મારી સાથે સુખની વાતો કરો અને મનની મોજ પુરો.

કહો તો કામની તનને હીરા દઉને, વળી કહો તો આલુ તમને ગામને ગરાસ મોહ આવે તે માગજોરે, કામ તમને તુઠયો છુંરે આજ

· હે સ્ત્રી હીરા મોતી ગામને ગરાસ જે માગે તે આપું તારે ગમે તે માગ હું તને તુશમાન થયો છું.

કુડી લાલચને શું એ કરૂંને એ તો ખાધેથી ખુટી ખુટી જાય,

પણ એક વચન આપો અલબેલડા, તે જુગ જુગ નહિ વિસરાય.

હે રાજા એવી હીરામોતીની લાલચ શું કરવા આપો છો ઘેર કાંઇ કમીના નથી પણ હું તો એક તમારી પાસેથી વચન માંગું છું જે જુગ જુગ વીસરીએ નહિ તે સાંભળી સદેવંત કહે છે.

એક તો મારા ઘર કેરી ગોરિયાને, એક મારા નેણાં કેરી નાર;
તુજ ઉપરથી બીજી સુંદરિને, વારી નાંખુ સોસોરે વાર.

હે સ્ત્રી કહેતો મારા ઘરની સ્ત્રીની માફક ગણું અને મારી સઘળી રાણીઓ તારા ઉપર વારી નાંખુ સાવળીંગા મનમાં કહે છે કે ઘડીમાં રીસાય અને ઘડીમાં મળી જાય તેની સાથે પ્રિત કરીએ તે જનમ સુધી નભે તો સારૂ નહિ તો ફજેતી એમ કહી રાજાને કહે છે.

નફટ આવો નહોતી જાણતીરે, નીકર પગરે ઉપાડતી જોય.
બેરે ઘડીને કારણેરે, રાજા ઘરના ગુલામરે ન હોય.

રાજા તમારા જેવા નફટ કોઇ નથી, ઘરના ગુલામની માફક રાત દિવસ રાખી કાઢી મુકો એમ થવાતું નથી એ સાંભળી રાજાને ક્રોધ ચઢયો કે મને તેં નફટ કહયો પણ તને મુકનાર નથી એમ કહી તરવાર લઇ ઉભો.

સુણ સાવળીંગા સદેવંત કહેને વળી મેલુ તે મુનની લાજ.

શીશ પડેને મારૂં ધડ લડે ને વળી તોયે ન મેલું તને આજ
સોહલો–તોએ ન મેલુ તને આજ કેમ કરી રહેશે તારી લાજ,

સમજાં સમજીને તું લે, અને કહેવું હોય તે અમને કહે.

એવાં વચન સાંભળી વીચાર કરે છે કે રાજા મેલનાર નથી મરશે કે મારશે પણ હું એની રીસ ઉતારૂં.

દોહરો—રીશ સમાવત રાજવીને તમે જુગ જુગ અમર રહો.
અમે ઘર દીશાએ ચાલીયાંને વળી કહેવું હોય તે કહો.

એ રાજા તમે મારવાને કેમ ઉભા થાઓ છો અમે અમારે ઘેર જઈશુ સદેવંત તરવાર મ્યાન કરી બોલે છે જઈશ નહી તને ગયા કેડે મને ગમશે કેમ તને વળી મારુ પણ મારો જીવ ખોઈશ.

ચોપાઇ—શીશ સલામત રાજ, એવી રીસ નવ રાખીએ.
સેમે પાળો તમારો હાથ સખરસ ચાખીએ.
દયા હોય કીરતાર તો તો આપણે ખાઈએ
આલ્યાં હોય દાન કથીર સોનું કયાંથી પામીએ.
સોનું રૂપ સ્વરૂપ તેમાં નહિ વાસના
ન કરતો નાગરવેલ ભુલ્યો નવ તાકના.

દોહરો—હમણાં ભય વરતશો, તો વલી વિધાતરા શુ નારી વેર,
અમને એવડુ શુ છે ને વળી કુળમાં કરીશ રાજ કેર.

સોહલો—વીધાતરા શું તારે વેર કહીએ તો લાગે કડવું ઝેર.
હવે નથી તું મારે હાથ, ને તજયો મહારાજની નાત.
રાજાએ કહ્યું તારે મને ચીડવીને અહિ લડવુ છે.

ચોપાઇ—પણ આવડી શું કરો છો અલવાણ પ્રિતો જોવા જેવડી
હું રંકને ઘેર રતન વીધાત્રા થઈ વેવલી,

એ રાજી તારા જેવા રાંકને ઘેર મારા જેવું રતન કયાંથી મળે તોએ તમે રીસાઇ જાઓ છો. રાંડ વીધાતરા વેવલી છે આવા લેખ લખ્યા તે સાંભળી સદેવંત બોલ્યા

દોહરો—સુણ સાવલીંગા સદેવંત કહેને તું તો ભુલ્યો તે ભેદ બતાવ,
ભોજન કરીએ આપણ બે જણાં ને વળી એમ તું તો આવ.

એ અી હવ રીસ નહિ કર માટે પાસે આવ આપણે એકઠાં બેશી જમીએ ત્યારે સાવલીંગાએ કહયુ તમારી જોડે બેશીને વટલાઇ મરવું છે.

અમે વેપારી રાજા વાણીઆ, વળી પળીએ વેચંતા તેલ.

તમરે અમ વચ્ચે અંતરે ઘણું ને વળી કયાંરે ચંપાને કયાં કેળ

એ રાજા અમે તો તેલના વેચનારા જેટલો કેળ અને ચંપાનો અંતર છે એટલો તમારા ને મારા વચ્ચે છે.

નવરે વેપારી જોને વાણીયા, ને ગોરી નથીરે વેચંતાં તમે તેલ.

તમેરે અમમાં રાણી અંતર નહિ જેમ ચંપે વીંટાણી નાગરવેલ.

એ સાવલીંગા જેમ ચંપાને નાગરવેલ વીંટાણી છે તેમ તું મને વીંટાએલી છું હવે તારા મારા વચ્ચે આંતરો છે વહાલામાં વટાળ હોય નહિ મારા ભેગી આવીને બેસ.

સોનું જાણીને રાજા સંગ કરૂ તે વળી નીપજે જાત કથીર,

કાયા વટાળી અને પત ખોઇએ, તો વળી સાસાં પડે શરીર.

એ રાજા તમે કહો તો તમને હું હાથવતી જમાડુ પણ તમારા ભેગી બેસી જમવાના નહિ કેમકે સોનું જાણીને સંગ કરૂ ને માંહીથી કથીર નીકળે તો કાયા વટાલી પછી રીમાસવું પડે એવાં વચન સાંભળી સદેવંતના મનમાં રોષ ભરાયો તેથી થાળને ખસેડી મુકી હાથ ધોઇ વેગળો બેઠો હવે સાવલીંગા વીચાર કરે છે કે આતો વળી ઉલટી પાછી પીડા થઇ. રાજા પાછા રીસાયા તેથી રાજા પાસે જઇને કહે કે હું તો મશ્કરીમાં હસતી હતી. આપણે ભેગાં બેશીને જમીએ. તેમ તેમ રાજા અવળું જોઇ બેસે છે અને કહે છે કે હવે તો મારે ખાવું નથી ત્યાંરે સાવળીંગા મહા રૂદન કરે છે ને રાજાના મોઢા આગળ ખોળા પાથરે છે તેઓ માનતા નથી.

સોહલો—નરની અગાડી નારી ખોળો ધરે તેમ તેમ અલબેલો અવળો ફરે
નારી બેઠી રૂદનજ કરે આંસુડાની ધારા ઝરે.

તોએ રાજા મનમાં કાંઇ દયા લાવતા નથી, સાવળીંગાએ વિચાર કર્યો કે હવે હું રીસાઉ તે વગર એ માનશે નહિ એમ ધારી પોતે રીસાય છે.

ચોપાઇ—આંખે આંસુડાની ધાર, અલબેલડી ઉઠીયાં;
મરશે રાણીને રાજ જવાવ તે દેઇ ગયાં.
પદમણી કહે છે રાજ પ્રાણ અમે પાડશું.

હે રાજા તમે માનતા નથી તેથી હું પ્રાણ મુકીશ એમ કહી સાળુનો કછોટો વાળી કુવા ભણી ચાલી એટલે રાજા કહે છે કે કુવે પડી મને નામોશી આપશે તેથી રાજા સાવળિંગાને ઝાલવા દોડયા અને કુવા ઉપર જતાં તેનુ કાંડુ ઝાલીને પાંછી ખેંચે છે તોએ માનતી નથી અને કુવા ભણી તણાતી જાય છે ત્યારે સદેવંત તેને નાના પ્રકારના કાલાવાલા કે કરગરે છે તે વખતે સાવળિંગા કહે છે.

પાલવડે મત જુમ ભમરા તું છે વાલમાં;
આંબે હાથ ન વગાડ, આંબા છે રાવળા.
કાચી કલીયાં મત તોડ, તુટેગી ડાલીયા.
છેડા હમેરા છોડ. દેઉગી તને ગાલીયાં.

હે સદેવંત તું મારો પાલવ મુક અને મારુ કાંડું જાલે છે તેમ તે જશે તેથી હું તને ગાળો દેઇશ.

ગાળો દેજે દશવીશ ગાળો તારી ભાંખશું;
તુજ સરખી નાર તેને ઘેર લાવશું
શેઠ મોટા શાહુકાર લુંટાવે વેત વાડીયાં.
તું કળી એક ગુલાબ કાયકું દેતી ગાલીયાં.

હે સ્ત્રી તું મને ગમે તેમ ગાળોદે. ગમે તેમ કર પણ હું તને મુકનાર નથી હું તને કાલાવાલા કરૂં છું કોટમાં હાથ નાખુ છું. તોએ તું મન ગાળો ભાંડે છે એવી રીતે સાવળિંગાને ઘણી રીતે સમજાવે છે પણ માનતી નથી તે વખતે રાજા સમ ખાય છે કે જો હું તને દગો દઉ અને તારાથી બેઇમાન થાઉ તો મારા પીતા શાલીવાહનના સમ છે એમ કહી રાજા ગદગદ કંઠે જોઇ રહ્યા છે. સાવળિંગાએ વિચાર કર્યો કે જો હું ઘણી રકઝક કરીશ તો કોપાયમાન થઇ કાં મારૂં કે કાં એમનું માથું જુદું કરશે માટે હવે બોલું કહી કહે છે.

દોહરો—પદમણીને તો પ્રીત ઘણીને વલી રાજાને ઝાઝેરી રીસ;
ઓરા તેડીને ચોકમાં મારૂં વાઢી લેશે શીશ;

એ રાજા હું તો પ્રિતમા આમ કરૂં છું પણ તમે ઘણા રીસાળવા છો માટે પાસે બોલાવી માથુ કાપી લ્યો તેથી હું બીઉ છું.

પછી બંને જણુ થાળ આગળ આવી જમવા બેઠા અને ત્યાં નાના પ્રકારના હાસ્યવિનોદ કરતાં જાય છે. અને અરસપરસ એક એકનાં મોઢામાં કોળીઆ ઘાલતાં જાય છે. રાજા પોતે હેતમાં સાવળિંગાને ઘણું ખવરાવે છે ત્યારે સાવળિંગા સદેવંતને કહે છે.

અન્નથી અદકુ કોઇ નથી. ને રાજા સજણ રજણ કે સેણુ;
જમી લ્યોને ઠાકરા, વલી નેહ ગોર કર જોને નેણુ;

એ રાજા અન્નથી કોઇ મોટું નથી કાં સજન રજન કરતાં ચાંદથી રાત તે બધા અન્નથી ઓછા હેતવાલી છે. આપણી આંખો નેહ કરે છે માટે એક એકના મોઢામા ઘાલ્યા કરતાં વિશેષ છે, માટે તમે હાથે જમી લ્યો.

ચોપાઇ—ભોજન કરતા જાઓ, નીરખો તમે નેણશું;
અરની રાખુ આજ, સદેવંત સહજશુ.
કાડે જમું કંસાર. પદમણી નિતિ પ્રેમશુ,
પ્રિત અદકેરી આય, બોલવોને વેણુવું.

એ રાજા તમે જમતા જાઓ અને આંખે જોતા જાઓ પણ ઘડીએ ઘડીએ મને કાઇ ગોદા મારો છો કાંઇ ગળાગા હાથ તો ઘાલો છો, આમ ચુટીઓ ખણો છો તે શું કરવા કરો છો, હુ આજ કદી કંસાર ખાનાર નથી.

જુગતે કરીને કોઇ રાજાને જમાડીઆ,
મનગમતા મુખવાસ અલબેલા આપીઆ.
કયારની કરૂં છુ અરજ હાથ મે તો જોજોડીઆ
શિખ દિયોને મારા શામ, જીવ મારો ઉદાસ થયો.

હવે સાવલિંગા હાથ જોડીને કહે છે કે જમતાં જમતાં આખો દહાડો વહી ગયો માટે મને રજા આપો તો હું જાઉ કેમકે મને વાર થઇ તેથી હમણે ગોર પેલા કણીયાને મોકલશે ને તે અહી આવશે તો પછી ફજેતી થશે. મન હસે તો માલવે મલીશુ તે સાંભલી કહે છે.

દોહરો—પદમણી આવ્યાં શુ જાણીને વલી શુ એ ચંપોને શાલ,
સુડા તારી સાખ્યો પુરશે ને વલી પદમણી પાસુતો વાળ

એ સ્ત્રી જરાવાર અહિ બેશ અત્યાર સુધી તો રીસાવા મનાવામાં વખત ગઇ તે વખતે સાવલિંગા કહે કે એ રાજા આવી ઉતાવળમાં મને ખોટી કરવાનુ કહો છો પણ ઘેર પુછશે તો શું કહીશ તે વખતે સદેવંત કહે છે કે તું ગમે તે જવાબ દેજે પણ જરાવાર તો બેસ ખરી તે સાંભળી સાવલીંગા કહે છે.

સુણ સદેવન્ત સાવલીંગા કહે ને મારા હઇડામાં આવે વિચાર.
આરા અમે ન આવીએને તમારા પંડનો નહિ પતીઆર

એ સદેવન્ત રાજા હુ તમારી પાસે આવુ તો ખરી પણ મારા મનમાં વીચાર આવે છે કે તમે ઘણા રીસાલવા છો તેથી તમારા પંડનો પતીયાર પડતો નથી.

સુણ સાવલીંગા સદેવન્ત કહે, ને મેં તો મેલી છે મનની માણ.
પદમણી આરા આવજોને વલી શક લખુ શાલીવાન.

હે સ્ત્રી મારા બાપના સોગન ખાધા તોએ તું માનતી નથી પણ જો હુ તારાથી દગો કરૂ તો મારી સાત પેઢીઓના સમ છે, એમ કહી પછી તરવાર ઉઘાડી કરીને કહે છે કે આ શકિત મને પુછે. રાજાનો ઘણો આગ્રહ જોઇ સાવલીંગા બહુ ખુશી થઇને રાજાને કહે છે.

સમ તમારા પાલીએ, ને ઓ લોહ ધારા સુરત.
અમે વેપારી વાણીઆ રાજા દેખી દેખીને ડરત.

એ રાજા હુ તમારાં સમને માનુ છું પણ આ ધારવાળુ લોહુ શુ કરવાનુ છે કે તેને વખતે વખતે ઉઘાડુ કરો છો અમે વાણીઆ તે જોઇને બીએ છીએ તે સાંભલી સદેવન્ત તલવાર મ્યાન કરી આઘી નાંખી દીધી અને સાવળીંગાનો હાથ ઝાલી ભોંય ઉપર બેઠી.

સોહલો—ચંપાને થડે બેઠાં જોડા જોડ. ઉપર સુડા કરે કલોલ;
નરને નારી બેઠાં ઓળાઓળ, ન દીસે ખાંપણુ કે ખોડ.

ચોપાઇ—ચંપા ફરી છાંય, સોલ. ફરે સાથરો,
રત્ન જડીત ઓછાડ તે તો સેજે પાથર્યો
મુખશુ મુખ મીલાવ, ચુંબન અલબેલો કરે.
અરસપરસ કરતાં મીઠી, વાત મુખમાંથી મોતી ઝરે.

બન્ને જણા ચંપાની છાયા તળે સાળુના સાથરા ઉપર રત્ન જડીત ઓછાડ પાથરી બેઠાં છે અને એક એક અરસપરસ નાના પ્રકારના હાસ્યવિનોદ કરે છે હવે નિશાળમાં ગોર છોકરાને કહે છે સાંજ પડીને હજુસુધી વાડીએથી કોઇ આવ્યું નહિ માટે કોઇ ખબર કહાડવા જાઓ. ત્યારે કાંણીઓ કહે સાહેબ કહો તો હું જઇ આવું ગોર કહે તું એકલો જઇશ તે કુંવર મહા રીસાળવો છે માટે તને મારી નાંખશે તેથી તું તારી જોટે બીજાને તેડી જા,તેથી કાણીઆનો ભાઇબંધ બાડીઓ કરીને મહા ખંધે હતો તેને લઇ પોતે બન્નેજણા વાડી ભણી દોડતા ચાલ્યા ગોરે વિચાર કર્યો કે એ છોકરાં છે માટે હું પાછળ પાછળ જાઉં નહિ તો એમનો કાંઇ ઘાટ ઘડાઇ જાય એમાં ધારી ગોર પોતે હાથલાં લાકડી લઇ ધીરે ધીરે પાછળ ચાલ્યા જાય છે.

દોહરો—ગોરે નિશાળીયાને સાવધ કરવાને, વળી વાડીએ મોકલવાને સોય
 સદેવંત સાવળીંગા ગયા વાડીએ એને જઇ આવોને જોય.

ચોપાઇ—જઇ આવોને જોય, હજુ લગણ શું કરે,
 લોકડીઆના લાજ હઇયામાં નવ ધરે.

હવે તો પેલા કાંણીઓ ને બાડીઓ બે વાડીની વાડની બહાર ઉભા રહીને જુવે છે બંને જણા ચંપાના થડ નીચે જોડાજોડ બેઠેલાં છે તે લાંબો હાથ કરીને કાંણીઓ બાડીઆને બતાવે છે કે જો પેલાં કેવાં નીરાંતે બેઠેલાં છે તેટલામાં સાવળીંગાએ બાડીઆ તરફ જોયું તો કાણીઓ દીઠો એટલે ઝડપ ઉઠતી કે લુગડાં સજ કરી હાથમાં થાળ લઇ સદેવંતને તેમની ભણી લાંબો હાથ કરી કહે છે.

બેઠાં છે જોડા જોડ, ચંપા કેરી છાયવ્ય,
શીખ દીયો નેશાન, દહાડો રહ્યા બે ઘડી.

એટલે સદેવંતે સુરજ જોવાને વાડ ભણી નજર કરી તો છોકરા દીઠા એટલે તરવાર તાણીને તેમની પાછળ થયો એટલે છોકરા પોતે મુઠીઓ વાળીને નાઠા. નાસતાં નાસતાં ગોર સામા મળ્યા એટલે ગોરને કહે છે.

દોહરો—અમને વીતી તી તમને વીતસે ને તમે સાંભળો પંડીત પ્રવીણ

સરખે સરખાં મોકલ્યાં, ને ગોર તમે અકલના હીણ.

હે મહારાજ તમે જાઓ છો ખરા પણ અમને વીતી તે તમને વીતશે તમારી અકલઅકલ ફુટી ગઇ હતી કે આવા ડાહ્યા થઇ બે સરખે સરખાને મોકલ્યાં છે તે સાંભળી ગોર કહે છે કે બાઇ ત્યાં એવું શું છે ? ત્યારે કાણીઓ કહે છે કે સાંભળો.

ચીર ઉપર ઓઢી ચુંદડી, ને વળી પીળા પામરીયાં,
લાલકુંજના, બેચોરીરે જેમ સજોડે જડીયાં.

હે મહારાજ ચીર ઉપર ચુંદડીને તેના ઉપર પીળી પામરી ઓઢી છે ને જેમ લાલ કુજન બપોરીયાં ભેગાં લપાઇને બેસે તેમ બેઠાં છે, ગોર કહે એ તો ઠીક પણ આપણી વાડીની શી ખબર છે ત્યારે કાણીઓ કહે સાંભળો

સાલ વાઢીને કાપો સાથરોને, વલી અડધ સુડા ખાય,
ગોર તમારી વાડીએરે, તેતો ભેળાઇ ભેળાઇ જાય,
ખાંડા ભરાવ્યા મહેતા ખીંટીએને, વલી શીરોઇ ઝકોરાં ખાય
શાલ દુશાલા પાથરયારે, ત્યાં તો બેઠા સદેવંત રાય.

એ સાંભળી ગોર મહા ઉદાસ થઇ વાડીના ઝાંપા આગળ આવીને ઉભા છે હવે સાવળાંગા મહા ઉદાસ થઇ રાજાને કહે છે.

ચોપાઇ—શિલવંતીના શિલ, પ્રીતમા પાળીયાં,
તમે રાજવંશી કુલરૂપ અમે જાતનાં વાણીયાં.
શિલવંતા રાજા જોઇ, સોજ તમારા સાંભળે,
ભવોભવ ભરથાર, વાલમ નહી વીસરે.

દોહરો—હું પદડે રહેતી પદમણીને, વળી દીવસ ન દીઠો જાને કોય,
સાચુ માનો સદેવંતરે, મારૂ દુશ્મન કોણુજ હોય.
અતીતને લોટ આપીઓને, વળી નઇએ ઉતરયા નખ,
તે દહાડેથી ચટપટ લાગીરે, મને ઘડીએ ન રહેતું જોને સુખ.
નાઇએ નખ ઉતારીયાને, વલી તે દિવસથી તમે વાટ,
અદક પાંસલી આવીઓને, મારા ઘટમાં કરી ગયેલ ઘાટ.

હે રાજા તમારૂં સુખ મને ઘણું સાંભરે છે એમ કહી રૂદન કરે છે તે જોઇ સદેવંત કહે છે કે તું મને રજા આપ.

આ જીભે જાઓ નહિ કહું, ને વલી કહુ તો જીભ કપાય,
જાતાં તમને જાણીનેરે. મુને વીમાસણુ થાય.
વાડી થકી વલીયાંને વળી ચરચર દાઝે મનમાંય,
તમને મુકતા સાયબારે, મને વાડી તે ખાવા ધાય.

હવે સાવળીંગા પોતે લુગડાં સજી હાથમાં થાળ લઇ ઘર ભણી જાય છે અને સદેવંત પોતાના વસ્ત્ર હથીયાર સંભાળી ઘર ભણી જતાં પોતાના મનમાં કહે છે.

સોહલો—હાયરે સુંદર મારી ચાલી જાય, ને વાડી મને ખાવા ધાય,
કાણીયે બગાડી મારી સારી પેર, ઉદાસ થઇ રાજા ચાલ્યો ઘેર

રાજા પોતે કાણીયાને ગાળો ભાંડતા આડે રસ્તે થઇ ઘરભણી ચાલ્યા અને મહેલમાં જઇ બેઠા હવે સાવળીંગા વાડીના ઝાંપા આગળ ગઇ ત્યાં ગોર કહે છે ભાત આપી પાછા આવવું કે અહીં બેસી રહે મારીને વાડી ખેદાન મેદાન કરી નાંખી તેવા ધમકીના અવાજ સાંભળી સાવળીંગા ગોરને કહે છે.

તમો ગોર નમસ્કાર, ને વાડીમાંતો મને લાગી વાર,
જવ વાઢીને સાથરો કર્યો, બીજો બગાડ કાંઇ નથી કર્યો.
ગોર તમારી વાડીએ ફુલ છે તેમાં વાસજ નહિ,
ફોગટ ફેરો અમને થયો રાજા તો કોઇ વારનો ગયો.

હે મહારાજ રાજા તો ઘણીવાર થઇ ગયા છે તેમાં મેં જાણ્યું તે લાવને હું થોડીવાર હુડા ઉડાડુ તેથી મને વાર લાગી સાંભળી ગોર કાણીયાને કહે છે કે તું કહેતો હતો કે બે જણુ બેઠાં છે તે કયાં છે કાણીઓ કહે છે સાહેબ હમણાં હતાં, ત્યારે સાવળીગા કાણીયાને કહે મુવા હમણાં હતા તો કયાં ગયા શું પાંખો કરીને ઉડી ગયાં તુંજ લડાઇખોરો છે કે જેને તેને જુઠું સાચુ ભરાવે છે હવે ગોર સાવળીંગાનાં લુગડાંનો ડોળ ફરી ગયેલો જોઇ સાવળીંગા કહે છે.

દોહરો—ગુણકા કરી થઇ છોકરીને, તેં તો માંડયો ગણુકા ઘાટ,
કોણે તારા ચીર ભીંજાવીઆને, વળી કોણે લગાવ્યા હાથ.

હે સાવળીંગા તારા ચીર કોણે પલાળ્યાં સાંભળી સાવળીંગા ગોરને કહે છે.

નથી ગુણીકાની હું છોકરીને, ઘોર નથી ગુણકાનો મારો ઘાટ,
ચીર કોણ ભીંજવશે, ને મને કોણ લગાવેરે હાથ.

હે ગોર મારા ચીર કોણ પલાળનાર છે તે સાંભળી ગોર કહે છે.

લીલી અતલસનું તારૂં કાપડુંતે માંહી જીણા ટાંકેલ મોર,
મોર તારા કોણે ઉખેડીયાંને, એવો કોણ મળ્યો તને ચોર,

તારી અતલસની કાંચલી ઉપર જે મોર હતા તે પણ ઉખેડી નાખ્યા છે । તે સાંભલી સાવલીંગા બોલી.

સેજ અતલસનું મારૂ કાપડુને, માંહી ટાંકેલ ટઉકેરે મોર,
ગોર તમારી વાડીએ જમને, મને સદેવંતે કીધી ઝકઝોળ.

એ ગોર તમે મને કયારના આળ મુકો છો તારે જાવ સદેવંતે મારા મોર ઉખેડી નાંખ્યા અને ચીર પલાળ્યાં.

ચોપાઇ—શીખ દીયો ગોર, ઘર દીશાએ ચાલીએ,
રૂડાં વધામણાં હોય, કોઇ પીતાજીને આલીએ.
–પછી ગોર પાસેથી શીખ લઇ ઘર ભણી જાય છે.
સાવલીગા રૂપ સ્વરૂપ. ઘર દીશાએ ચાલીયાં.
આવે છે મેહેલો માય, પીતાજીએ ભાળીયાં.

જેવી સાવલીંગા પોતાના મેહલમાં જાય છે તેવીજ તેના બાપે દીઠી ત્યારે વીચાર કરે છે.

સોહલો—કંથ જોગ થઇ કુંવરી વીશાળ, ઠાલી માથે બેસે છે ગાળ,
હવે નહી રહી આપણે હાથ. માટે નોતરીએ માજન જાત
મોતીએ મેલ્યા સોને સળે, ચાલતું નીર સાગરમા મળે,
કન્યાનો હવે નથી કાર વાર કર્યાનો હવે નથી વેવાર.

હવે છોડી પરણવા જોગ થઇ તેથી ઘડીયાં લગ્ન લઇ પરણાવી દેવી. હવે સદેવંતને કાંઇ સુજ પડતી નથી. મધરાતને સમે પલંગ

ઉપર ઉંઘ આવી તેથી ઉંધી ગયા અને ઓચિંતાનું સ્વપ્નુ થયું કેજાણે હું ને સાવર્લીંગા બંને જણુ ચંપા બાગમાં બેઠા છીએ ને હું ગળામાં હાથ નાંખવા જાઉ છું એમ પોતે ઉંઘમાં લાંબો હાથ કરી નાંખ્યો એટલે જાગી ઉઠયો ને જુવે છે તો ચંપા ડાળ નથી ને સાવલિંગા એ નથી ફક્ત પોતાના હીરામણુ પોપટના પાંજરા સીવાય બીજું કાંઇ દીઠું નહિ તેથી મહા નીરાશ થઇ કહે છે.

દોહરો—સ્વપ્ના તુતો સુલતાન ભયોને વલિ રહ્યા મહી સારી જોને રાત,
કામણુગારી વિયોગે ગઇ, ને વલિ પ્રેમરે મેં નાંખ્યો હાથ,

એ સ્વમા તું સારી રાત કેમ ન રહયું જો તું સારી રાત રહયું હોત તો મારે સાવળિંગાનો મેલાપ રહેત પણુ આ ઉલટો વીયોગ થયો.

ચોપાઇ—પ્રેમે ગલામાં નાંખ્યો હાથ, ચમકીને ઉઠીયાં.
ઉડ્ત કહેતા જીવ કલપાય, મજા ન લુંટીયાં.

એ સ્વપ્ના પ્રેમ કરીને હું ગળામાં હાથ નાખવા ગયો પણુ જાગવું પડયું ને ઉલટો જીવ કલપવા લાગ્યો.

હઇડામાં મોટી હામ, મનનીરે મનમાં રહી,
કોને કહું વાત, કામન તે વિયોગે ગઇ.

પછી પોતે પલંગ ઉપરથી ઉઠીને મહા નિરાશ થઇ જરૂખે જુવે છે તો સાવળીંગાનો મહેલ સાંમો દેખાય છે તે જોઇ પોતાના હીરામણુ પોપટને કહે છે.

દોહરો—સો સો કોસ જોને શેડગવસેને, વળી અહીંયાતે કયાંથી હોય.
સુણુ સોહાગી સુડલાને, વળી તેને કોણુ તે આવે જઇ જોય,

હે પોપટ આ સાવલીંગાનો મહેલ દેખાય છે તે પણુ મારે મન તો સો કોસ જેટલો વેગળો છે ને તેની હવે કોણુ ખબર લાવે એવું તે સાંભળી પોપટ કહે છે.

ચાકર છું તમારો ઠાકરાને વળી જયાં મોકલો ત્યારે જાય;
લખવું હોય તો લખજોને, તમારા મનનાં માન્યા કામ થાય.

હે રાજા તમારો ચાકર છું ને તમે એમ શું બોલ્યા કે તેની કોણ ખબર લાવે? આવી રીતે પોપટનાં વચન સાભળી રાજા ઘણો હરખ પામ્યો ને કાગળ લખી પોપટની કોટે બાંધ્યો તે લઇ પોપટ ચાલ્યો સાવળીંગા મહેલમાં સુતી છે તેને પણ સદેવંતના જેવું સ્વપ્નું આવ્યું ને તે ઓચીંતી ઝબકીને જાગીતો કાંઇ દીઠું નહી પછી પોતે નીરાશ થઇ પોતાના પલંગ સામે એક મોટો તકતો બાંધ્યો છે તેમાં પોતાની છબી જોઇકહે છે.

પાન ચાવ્યું તે મુખ લાલ છે, ને તારા અમૃત જેવાં જાને વેણ
સ્વમામાં દુઃખ દેઇ ગયાને, વળી લાલ તારાં જોને નેણ.

ચોપાઇ—જબરી લાગી નેણકી ચોટ તુને બરછી લીધી મારને
તેરે મારનેકી દાદ ફરીયાદ, કાસે મેં જાઉં પોકારને
હુકમ મારે હુકમ શું, સજન છેહ દેઇ ગયા.
કહેતાં જીવ કલપાય મનના વિચાર મનમાં રહ્યા.

હે રાજા સ્વપ્નામાં તમારાં નેણ જોઇ અને તમારાં વેણ સાંભળી મહા ખુશી થઇ હતી એવું બે ઘડી રહ્યું હોત તો મારો જીવ, ખુશીમાં રહેત પણ આતો જાગીને ઉદાસે થવું પડયું એવી રીતે પોતે મનની વિષે ચિંતા ધરી ઉદાસ થઇ સાવળીંગા પોતે બારીએ આવી બેઠી છે ને સામા સદેવંતનો મહેલ દેખાય છે તે જોઇ કહે છે.

દોહરો——સામી મેડીએ મારા સજ્જન વસેને, વળી કોણ લાવે સમાચાર
પ્રથમ લેઇ ચાપું મારા ઉરમાંરે, વળી આપું તે માલ અપાર

જો આ વખત કોઇ મહારાજાની મેડીએથી રાજાના સમાચાર લાવે તેને મોં માગ્યો સરપાવ આપું એવો તુરંગ ચલાવે છે એટલામાં પેલો પોપટ રાજાની ચાઠી લઇ આવતો જોયો તેથી પોતે મનને વીશે ખુશી થઇ રાજાની ખબર પુછે છે ત્યારે પોપટ કહે આ ચીઠી વાંચી જુઓ ચીઠી લઇ મહા આનંદ પામીને કહે છે.

ભલે આવ્યો સભાગી સુડલા, વળી લાવ્યોરે સમાચાર,
વારીવારી લેવ યારા વારણાંરે તને આપું એકાવન હાર.

હે પોપટ તું ભલે આવ્યો, ને રાજાના સમાચાર લાવ્યો તને વધામણીમાં આ હાર આપું છું એમ કહી પોપટની કોટમાં હાર નાખવા જાય એટલે પોપટ સાવળીંગાને કહે છે.

અખંડ રહે ગોરીઆંને, વળી અખંડ તારોરે અવતાર;
લખવું હોય તો લખજોને, પંખી શું કરેરે હાર.

હે સ્ત્રી તમે અખંડ રહો ને તમારો અવતાર પણ અખંડ રહો મારે હારને શું કરવો છે કાંઇ લખવું હોય તો લખી આપો તો લઇ રાજા પાસે જાઉં પછી સાવળીંગા કાગળ વાંચે છે.

તું સુભાગી સુડલાને વળી કાંઇ ઉડી ઉડી જાય;
સોને મડાવું તારૂ પાંજરૂ ને, ભુંડા મોતીએ લેઉરે જડીય.
સુના મંદિર સુના માળીયા, ને વળી સુનુરે બધું ગામ.
જે દી રાજા વિયોગે તે દી મને નિંદ્રા હરામ.
વારી વારી લેઉ વારણાંને વીરા એક ઓરો તું તો આવ.
સંદેશો લાવ્યો મારા શ્યાથનો તે હું વાંચું ને તું વંચાય.

ચોપાઇ—ચંપા કેરી છાંય, શાળ કેરો સાથરો.
કોડે આવ્યો છે કોઇ, તે તો નથી વીસર્યો.
હઇડાની જે ઝાંઝી હામ તે મનની મનમાં રહી,
કહેતા જીવ કલ્પાય, કાગની તું વિયોગ ગઇ,

હે સ્ત્રી તારી જે પ્રીત તે હું જરાએ વીસર્યો નથી અને તું વીયોગે ગઇ તેથી મારો જીવ ઘણા કલપાય છે એ :વાંચી સાવલીંગા કહે કે રાજાનું મારી ઉપર ઘણું હેત છે પછી પોતે કાગળ લખી પોપટની કોટે બાંધ્યો અને પોપટને કહ્યું ભાઇ રોજ એક બે વખત રાજાને ત્યાંથી સમાચાર લેઇ મારી પાસે આવજે. પોપટ કહે સારૂ એમ કહી ચાલતો થયો હવે પોપટને તો વાર થઇ તેથી કુવર મહા ચીંતા કરે છે.

પોપટ પંખીની જાત રાંડે ભરમાવીયો.
ગુણવંતો ગાગારામ, હજુ નવ આવીયો,

રાજા કહે કોણ જાણે રાંડે ભરમાવી ને ત્યાં બેસાડી મુકયો એવામાં પોપટ આવ્યો તે જોઇ રૂએ છે.

સોહલો—પોપટ પંખી ચતુર સુજાણ, પઢો પારવતી તમે શ્રી ભગાવાન

ગુણવંતો આવ્યો ગંગારામ, તેં કીધા મારાં સરવે કામ,

પોપટ તું આવ્યો એ ઠીક થયું હવે મારૂ બધું કામ સફળ થશે,

પછી સાવળીંગાનો કાગળ રાજા વાંચે છે,

ચોપાઇ—સારા સારા સમાચાર લખીને તમે કાવજો,

અને મારે મહેલે તમે આવજો.

એથી મળીરે એકાંત, તો તમે વહેલો આવજો,

રાજા વાંચીને ઘણા ખુશી થયા એમ કરતાં પ્રભાતનું પહોર થયુ એટલે સાવળીગાના બાપ પદમસા શેઠ પોતાનાં સગાં તેડાવી વીવાહનાં તઇયારી કરવા માંડી.

શેઠ મળી શાહુકાર, હડતાલો હાટે દીજીએ,

સાવળીંગા કેરા લગન ઘડીઆં આપણુ લીજીએ,

ગોરને તેડાવ્યા આજ લગન લખાવીયાં,

ઢમ ઢમ વાગ્યાં ઢોલ ગાય છે ગીત સાએલીઆં.

સોહલો—ચોખા કંકાવટીને લગનજ સાર, લગ્ન વધાવો વારંવાર,

સાતમને સોમવાર લગ્ન કએવાએ પધારજો તમે રૂપાંશાય

ચોપાઇ—શંકર તેડાવ્યા ચાર લગ્ન લખાવીયાં ગામે ગામથી કોઇ

સગાઓને તેડાવીયાં સાતમે સોમવાર, આઠમપેલા આવજો,

કોરાવી માણેક થંભ, મંડપ રોપાવજો,

સાવળીંગાના બાપે લગન નીરધાર્યાં ને ગોરને સાવળીંગાના સાસરે મોકલ્યો હવે રૂપાશાએ પોતાનાં સગાં વહાલાંને બોલાવી તૈયારી કરી પછી સવારના પહોરમાં રૂપાશા શેઠ હાથી ઘોડા, પાલખી રથ તથા ઉંટ સાથે તમામ જાન લઇ નીકળ્યા, તે સાથે મુગી પર પાટણ આવ્યા અને ગામની ભાગોળે તળાવ ઉપર પડાવ નાખ્યો ને તોપો તે બંદુકોના અવાજ કરવા માંડયા એટલે પદમસા શેઠને ખબર થઇ કે જાન આવી માટે આપણે સામા વરઘોડો ચઢાવી સામઇયું કરી જાનીવાસે તેડી

લાવીએ પછી શેઠ પોતાનાં સગાં વહાલાને તેડી વરઘોડો ચડાવી તેડવા ગયા હવે ઘર આગળ સાવળીંગા ને તેની સાહેલીયો બેઠી છે ને પછી સાવળીંગા વિચાર કરે છે કે હમણા જો હું રાજાને મળુ તો લાગ ઠીક છે તેથી સાહેલીનોને કએ છે,

સોહલો–સાવળીંગા મનમાં કને વિચાર લગન તો આવ્યું સાતમ સોમ-

વાર ન જોઇ મેં બંકી બજાર, ન જોયાં મેં ચંદનનાં ઝાડ.
ન જોઇ મેં નગરની વાટ. ન જોયાં મે ગાંધીના હાટ,
નથી જોયા પનઘટના ઘાટ સાસરે જઇ શું કરશું વાત,

એ સખીયો! હવે મારૂં લગન આવ્યું ને મેં આપણી બંકી બજાર ચંદન બાગમાં ચંદનના ઝાડ જોયાં નથી ને હું સાસરે જઇશને મને ત્યાં કોઇ પુછશે તો હું એને શો ઉત્તર આપીશ માટે તે આપણે જોવાં જોઇએ તે સાંભળી સાહેલીઓ કહે છે કે બાઇ એક ગાઉ સુધી જઇ એમાં તે શું જોવું છે સાવળીંગા કહે છે ત્યાં નાના પ્રકારના ફુલ ફળાદીક ને બીજા મેવા પણ ઘણી જાતના પાકે છે તે ખાવાની બહુ રમુજ પડે છે એવી રીતે લાલચ દેઇને સાહેલીઓને સમજાવી પણ સાવળીંગા મનમાં વિચાર કરે છે રાજાને શી રીતે તેડાવું.

સોહલો––કરમ મારૂં એવું અભાગીયું ન બન્યો રાજાનો એકે લોક.

સુડાની સાથે સંદેશો કહું, રાજાને તેડાવી લઉ.

સાવળીંગા પોતે કહે છે કે આટ આટલા લાગ તો મારા ફોગટ ગયા ને જતાં જતાં લાગ આવ્યો તો તેમને સંદેશો કોની જોડે કહાવું એવો વીચાર કરે છે એટલામાં પોપટ રાજાની ખબર લેઇ આવ્યો તે જોઇ સાવળીંગા કહે છે કે બાઇ આ ચીઠી લખે છે.

ચંદન તલાવડી રાજા ચંદનબાગ, ઘડીએઘડી બોલવાનો લાગ,
ત્યારે આવો મારા સુંદર શ્યામ, પુરીશું હયડાની હામ

એ રાજા તમે ચંદન તલાવડી ઉપર ચંદન બાગમાં આવો તો આપણે ભેગાં થઇશું એવું લખી પોપટની કોટે બાંધી તે પોપટે રાજાને

આપી રાજા ચીઠી વાંચી ખુશી થયા હવે સાત્વળીંગા પોતે સાહેલી-ઓને લેઇ બંઠી બજારમાં થઈ ચાલી જાય છે.

ચોપાઇ—છુટે પટેરે નાર, આવે અલબેલીયાં

વણુજ કરતાંરે વેપાર, વાણીયા સરવે પામીયા,

અમીરને ઉમરાવ મુરછા સરવે પામીયાં

શેઠ મોટા શાહુકાર, ઠેરોઠેર ઠરી ગયા.

આવી રીતે બજારમાં પોતે કંઇકને મુર્છામાં પાડતી ચાલી જાય છે તે શહેર બહાર નીકળીને જયાં ચંદન તલાવડી છે, ને તેની પાસે નદી વહે છે તેમાં રમવા ગઇ.

દોહરો—ધન ધન નદી ભર રામકીને, ધન ધન લીલીરે લીલી તળીયાં

થોડે થોડે દોલરાને, વળી પદમણી પુતળીયાં

ચોપાઇ—પદમણી પુતળીયાં ઝબુકે જેમ વીજળી,

એકશું એક અલબેલ મુખેરે અતી ઉજળી,

નજરો તણુ ન્યાલ, લીએ બહુ તાલીઓં,

કે ધનરે બગેસર બાગ. રમતી સઉ સાહેલીઓ,

નદીમા સરવે નહાય છે ને તાળીઓ લે છે ને અરસપરસ એક એક સામા દુહા કહે છે ત્યાં સદેવંત આવ્યાને સાત્વળીંગાએ સદેવંતના સામુ જોયુ એટલે સરવે સાહલીઓએ પણ રાજા સામું જોવા માંડયું, પછી સદેવંતે વીચાર્યું કે આ બધી જાણી જશે તો પછી સાવળીંગાથી મારી પાસે આવી શકાશે નહી માટે હું જાઉ એમ ધારી પોતે નદીના સામી તીર જઇ પગ ધોવા માંડયાં એટલે સાવળીંગાએ કહયું.

દોહરો—સખી સરોવર આપણેને, વળી ધશી ધશી ધુવે કોઇ પાય

શું દુખેરે થયો રાજા દુબળોરે લીધીરે કરટર બાંય,

સાવળીંગાએ પોતાની સાહેલીઓને લાંબો હાથ કરી કહયું કે આ કોઇ આપણા સામો બેસી પગ ધુવે છે ને વળી લાંબો હાથ કરી સમશામાં ચંદનબાગ બતાવ્યો કે તને બાગમાં જાવો હું આમને રમતે વળયા-

ડીને આવું છું પેલી સાહેલીઓ રાજાને જોઇને કહે છે કે અમે છોડીઓ રમીએ છીએ ત્યાં આવી કેમ બેઠા છે તું તારે રસ્તે જા તે સાંભળી રાજા પોતે ચંદનબાગમાં ગયા અને આસોપાલવના ઝાડ તળે જઈ બેઠા.

એકથી એક અલબેલડી છે, વળી નાવા તે બેઠી જોને નાર,
પાવઠડે જોને પદમણીરે, વળી પુતળીઓની જોને હાર,
ચોપાઇ—પુતળીની જોને હાર, ઝબુકે છે દામની
હાથી ઝોકાં ખાય, ધુવે છે કામની,

વળી સાવળીંગાએ વીચાર્યું કે મેં રાજાને બાગમાં મોકલ્યા છે ને હું અહી રમત કરૂં છું તેથી અકળાશે માટે હવે જાઉ એમ ધારી પોતે સાહેલીઓને કહે છે,

સોહલો જોવા જેવી ચંદનબાગ છે ને ત્યાં એક આળીગાળો માળી રહે,
જુદી જુદી સાખ્યો ભરેને, દરબારમાં જઇ દંડજ કરે;

હે બેન બાગ તો જોવા ગયો છે પણ માંહી એક માળી છે તે દરબારમાં જુઠુ કહી દંડ કરાવે છે તે હમણાં બાગમાં ગયો છે તે ઘેર જશે એટલે આપણે જઇશું ત્યાં સુધી આપણે આંખ મીચામણી રમીએ પછી બીજી સંતાવા કાજે જુદી જુદી નાઠી અને સાવળીંગા નાંઠી તેવીજ બાગમાં ગઇ,

દોહરા—સોમારે આંબા જોને આંબલીને, વળિ દીઠી છે દાડમ દાક્ષ
આસોપાલવને ઓળવેરે ગોરીએ કેળામાં પાડી છે વાય,

સાવળીંગા પોતે આસોપાલવના ઝાડને ઓઠે થઇ કેળોમાં રસ્તો પાડી ફુલના છોડ ખુંદતી જાય છે કેમકે એને કાંઈ બીક નથી કે મને કોઇ ખીજવશે બાગના માલીક તો એને તાબે થઇ એના પહેલાં આવીને બેઠા છે,

શીર છુટી લટીયાંને વળી છુટેરે પટ ચાલી જાય
પદમણીને તો પ્રેમ ઘણોને, વળી લાલજ આંખો જોને થાય

સાવળીંગાને સદેવંત મહા કામાતુર થયાં છે ને સાવળીંગાના માથાના વાળની લટો છુટી ગઇ ને કામના કેફમાં આંખો લાલઘુમ

થઇ રહી છે ને પોતાને ઠંડા પવનથી ફુલની સુગંધીથી ઘણો પ્રેમ ચઢે છે પછી સદેવંતનો હાથ ઝાલી ચંપાની ઘટામાં જઇ બેઠી ને સદેવંતને કહે છે.

ચોપાઇ—શા અલબેલા રાજ, ભલા તમે આવીયા,
સુડાને સંદેશ, લખીને તેડાવીઆ,
હું વારી મારા રાજ, વારી વારી વારીયાં,
વચન બાંધ્યા કોય, જન્મારો અમે હારીયાં.
અમે આવ્યા તમારી વાડીએ.
છેલ છબીલ શામ, આવોને મોજો માણીએ,

સાવળીંગાનાં મીઠાં અમૃત જેવાં વચન સાંભળી રાજા મહા કામાતુર થયો છે ને તેમાં નેણની અદાએ કરીને તેનું કોમળ હૃદય ભેદાઇ ગાંડાતુર થઇ રહ્યો છે ને સાવળીંગાના મોડાને હાથેવતી ખુબ દબાવે છે ને તેના કોમળ જે કમળપત્ર જેવા અધર ઉપર ચુંબન કરે છે,

અલબેલ કીધાં અલવ, નાખી ગરામાં બાવડી,
ઉભા છે જોડા જોડ, ચંપા કેરી છાંયડી.
દોહરા—મેલોને છબીલા શામ મોઢું મારૂ ભાગશે,
અમો ચુકી કહીશું વેણ, કડવા તમને લાગશે,

સાવળીંગા કહે કે મહારાજ તમે મોહોડું દબાવો છો તે દુખવા આવ્યું ને ભાગી જશે ને પછી તમને કહીશું એટલે રીસ ચડતાં વાર નહિ લાગે માટે મોં મુકી દો, એવું કહેતાંજ સદેવંતને રીસ ચડી કે રાંડને હું એતમાં પ્યાર કરૂં છું ત્યારે એ વળી એની મોટાઇમાં જાય છે, તેથી પોતે આઘા બેઠા ને સાવળીંગા કહે છે.

ચોપાઇ—ઓરે નારી અજાણશું, મારે નથી પીતડી;
લેવા આવીઓ કોઇ રાણીજીની રીતડી.
પ્રિતોનાં પરિણામ છે, તે તો અમે જાણીયાં
આવો અમારી રીત વહાલા કરો વાણીયા,

એ સ્ત્રી ન જાણીશ કે હું તને વળગતો આવું પણ મેં તારી પ્રીત જાણી માટે મારી રાણીજીની રીત પાછી આપ અને તારા વાણીયા જે આવ્યા છે તેને વહાલા કર મારે તારો ખપ નથી આવાં રાજાનાં રીસનાં વચન સાંભળી સાવળીંગા નરમ થઇ મનમાં કહે છે કે હું તો હસતાં હસતાં કહેતી હતી અને આ તો પાછા રીસાયા, હવે સમજવું છે એમ કહી કહે છે,

રાજા સોળ સાહેલીઓનો સાથ, જીવન જો તેઓ રહ્યા,
નાખ્યા ગળામાં હાથ, અંબોડા રેલે રહ્યા,
હેતે દબાવ્યું મોઢું લે હાથ મોઢું મારૂં ભાગશે,
મુજથી કેમ દેવાસે ગાળ, લાખેણા રાજા લાજશે.

એ રાજા તમે તો મારૂં હસતે મોઢું દબાવ્યું હશે પણ મારૂં મોઢું મસ દુખ્યું ત્યારે મેં તમને કહ્યું જો તમને આડો જવાબ આપું તો આપની પાસે રીસનું તો વસાણુંજ છે તેથી મેં વિચાર કરીનેજ આ કહ્યું કાંઈ તમે મને ઓછા વહાલા છો કે તમને ગાળ દેઉં ! રાજા હમે ઘડીમાં હસાવે ને ઘડીમાં તરછોડા નાંખે છે ને ઘડી પછી તું તો પરણીને જવાની છું માટે તારી તો પ્રીત કરવા નથી ઘડી સારૂં કયાં પાછો તારા પાછળ શોચના કરૂં તે સાંભરી સાવળીંગા બોલી.

દોહરા—સુણ સદેવંત સાવળીંગા કહેને વરી એવું શું બોલો છો આપ,
વરૂ તો સદેવત કુવરને, બીજો મારે ભાઇને બાપ.

એ રાજા તમે કહો છો કે તું પરણીને સાસરે જઇશ પણ આ મારૂં વચન છે કે પરણું તો સદેવંત કુંવરને, નહીં તો બીજા બધા મારે ભાઇ અને બાપ બરાબર છે.

સુણ સાવળીંગા સદેવંત કહે ને વરી હઇડામાં રાખજે વીચાર
કોલ આપ્યા પારજોને, નીકર ધરતી નથી ઢાંકણહાર.

હે સાવળીંગા તું આ કોલ આપે છે પણ વીચાર કરજે જો નહી પાળે તો તારી ને મારી બેની લોથો રઝળશે.

જેવાં બોલ્યાં ગોરની વાડીએ ને, વળી એ વાતો તું અહીં માગ
કુડકપટ તજો સુંદરીને વળી તમે તમારે મેમાન.

ગોરની વાડીએ વચન આપ્યા હતાં અને અહીયાં આપે છે તેવાં પાળજે ને તારા મનમાંથી મશ્કરી અને કપટ કહાડી નાખજે. આવું સાંભરી સાવળીંગા ખુશી થઇ રાજાનો ઘણો આગ્રહ જોઇ પોતે રાજાને લઇ ચંપાની ઘટામાં જઇ પોતાનું ચીર પાથરી બેઠા.

ચોપાઇ—ચોવડ કીધાં ચીર, પીતાંબર પાથરયાં
નાખી ગરામાં હાથ, સજ્જનને સારજ કર્યાં.
બેઠાં જોડાજોડ લાગે બહુ સારીયાં
નાની સરખી સાહેલીએ, આવીને પોકારીયાં,

જયાં બંને જણ ચંપાની ઘટામાં ચીર પાથરી બેઠા છે એટલામાં નાની સરખી સાહેલી હતી તે બીજીઓને તેડીને ખોળતી ખોળતી બાગમાં આવી સાવળીંગાને બોલાવી એ સાંભળી સાવળીંગા ઝટ ઉડી અને રાજા ઝાડ ઓથે સંતાયો! હવે સાવળીંગાને સાહેલી કહે છે કે તું કોની સાથે વાતો કરતી હતી સાવળીંગા કહે તું આંધરી થઇ હઇશ તારો બાપ કોણ છે. અહી હોય તો જો હું તો આપણે રમતાં હતાં તે વખત સંતાઇને બાગમાં દોડી તે દોડતાં મને કર ચઢી એટલે મારૂ ચીર પાથરી અહીં સુતી સુતી ઉધ્યા કરતી હતી તેથી તેં જાણ્યું કે કોઇની સાથે બોલે છે, તે સાંભળી નાની સાહેલી બોલી.

દોહરા—સુણને મારી સાહેલડીને તમે કોક સાથે કરતાં હતાં વાત
તમને જોવાને અમે આવીયાંને વરી શોલ સાહેલીઓ સાથ

હે સાવળીંગા તું વાત કરતી હતી તે અમે નજરે જોયુંને જુઠું કેમ બોલે છે? આવા તેના બોલ સાંભળી સાવળીંગા નાની સાહેલીને કહે છે.

નાની સરખી સાહેલડીને વળી મરજો તારો જોને વીર
વાલમ મારો વિયોગે ગયો ને હું તો સુખ ન પામી શરીર

હે રાંડ તારાં મુળ વઢાયાં તેં મારી પેર બગાડી એમ કહી સાહેલીઓને લઇ ઘર ભણી રસ્તામાં ચાલતાં વાડીના ઝાંપા આગળ મહાદેવનું દેવળ હતું તેમાં સાવળીંગા દરશન કરવા જઇ ત્યાં મહાદેવને કહે છે.

ચોપાઇ—દેરાં એટલા દેવ, પથરા મેં તો જાણીઆ,
સાવળીંગાએ સોનાના છત્ર, સદાશીવને માનીયાં,
અલબેલો મારો રાજ, મીઠી નજરે ભાળશું,
સોના કેરાં છત્ર, સદાશીવને ચડાવીશું.

સાવળીંગા સદાશીવને કહે છે કે જયારે મારા રાજાને હું મળીશ ત્યારે તમને સોનાનું છત્ર ચડાવીશ એવી માનતા માની પોતે ઘર ભણી ચાલી સદેવંત પેલી નાની સાહેલીને ગાળો દેતી પોતાને મહેલ ગઇ હવે સાવળીંગાના બાપ જાન તેડી લાવ્યા અને હવેલીમાં ઉતારો આપ્યો પછી શેઠે કુલેકાંનો વરઘોડો ચઢાવવાની તઇયારી કરી અને મોટા મોટા શાહુકારોને વરઘોડે આવવા તેડાં મોકલ્યાં પછી સાવળીંગાને પીઠી ચોળવા સારૂ બોલાવે છે તો સાવળીંગા ઘેર નથી શેઠ કહે આ વખત કયાં ગઇ હશે ! એમ કહી સિપાઇઓને ખોળવા મોકલ્યા સાવળીંગા ઘેર આવી એટલે સાહેલીઓએ પીઠી ચોળવા માંડી.

સોહલો—કંકુને કેશર ઘોળાય પદમણીને પીઠી ચોળાય
સરખી સાહેલી મંગળ ગાય, પદમણી ઉપર રૂડા પડદા થાય

સાવલીંગાએ પીઠી ચોળી નવરાત્રી વસ્ત્ર શણગાર પહેરાવા તઇયાર કરી હવે પદમશા શેઠે કહ્યું કે રાજાને જઇને કહો કે પદમશા શેઠની દીકરી સાવળીંગાનું આજ લગ્ન છે માટે ફુલેકાના વરઘોડામાં આપ સ્વારી લઇ વહેલા પધારજો સીપાઇએ ત્યાંથી રાજા પાસે આવી રાજાને કહ્યું એટલે રાજાએ સદેવંત કુવરને સાથે લઇ જવા બોલાવ્યો ત્યારે સદેવંતે કહ્યું કે મારા શરીરને સુખ નથી તેથી હું તો નહી આવું તમે એકલા જાઓ (મનમાં કે રાંડ એકાંતે મળી ત્યાંથી પાછા આવ્યા તો

પછી આ ઘણા લોકમાં વળશું વાનું મુઓ એ ને મુઈ એની છોડી કે વગર દુખે માદા થવુ પડે છે) પછી રાજા પોતે હાથી ઘોડા પાલખીઓ અને રથ લઇ શેઠને ત્યાં આવ્યા એટલે સરવ લોકો તઇયાર થયા ને પછી કન્યાને ઘોડે બેસાડી એટલે વાજીંત્ર વાગવા માડયાં.

ચોપાઈ—ધીમે ધીમે વાગ્યાં જોને ઢોલ ત્રંબાળુ જોને ગડગડયાં

અમીર ને ઉમરાવ, સાથે સર્વે પરવરયા,
ત્રંબક વાગે જોને તુર, શરણાઇએ સાહજ પુરીયા
ધીડ ધીડ વાગે નોબત, ને તાંસા વાગે સુરીયાં.
પાલખીઓને સુંખપાલ હાથી ઘોડા હણુ હણે,
શહેરના સર્વે લોક, ફુલેકુ જોવા મળે,
શાખા બાંધી શાલવાન, માટે માંડવ આવીયા,
માંડવ કેરી માંય, આવકાર દઇ પધરાવીઆ,
સાથે સારા લોક, વેપારી વાણીઆ,
ઇદ્રનો અવસાન, એણીં પેરે આણીઆ,
ધોળાને ધવળા ચાર, ધોરી જોને જોતરીઆ,
તાતા જે તોખાર સુરવ, ભેળા લઇ પાખરીયા.

એવી ધામધુમથી વરઘોડો ચઢી બજારની વચ્ચે સોનેરીઆ ચોકમાં આવ્યો ને વાજીંત્રની ધુમ મચી રહી તથા બંદુકોને તમંચા છુટી રહ્યા છે તેનો અવાજ સદેવંત કુંવર સુતા છે ત્યાં આવ્યો તે સાંભળી રાજા કહે વરઘોડો તો જોઉ એમ ધારી પોતે અગાશીપર ચડયા ને જુવે છે તો ઇદ્રઘટા થઇ રહી છે ને તમામ રસ્તો લોકથી ભરાઇ ગયો છે તે જોઇ સદેવંત કુંવર ખુશી થઇને કહે છે કે આમાં મેળાપ તો નહી થાય પણ જોઉ તો ખરો કે તેણે કેવા શણગાર પેહેર્યા છે એવું ધારી પોતે હેમ મહેલમાં આવી અમુલ્ય શણગાર સજે છે.

દોહરા—જરકશી જામો પહેરીઓ, ને વળી માથે તે કસબી મોળ,
રત્ન જડીત શીરપેચ બાંધીયો, તે દીસે છે ઝાકમઝોળ.

કલગી તોરા શોભતા, ને વળી ગળે મોતીયન કેરો હાર;

કમરે શેલાં લપેટીયાં, ને એમાં ઝુકી રહી તરવાર,

ચોપાઇ–ઝુકી રહી તરવાર, કામરૂપ સમાં જાણી

સજ્યાં શોભીતાં હથીયાર, તરકશ લઇ તાણીયા

તરકશ તીર કમાન, હેમ જડયા હરડા

સાજ સોનેરી ગરમાત, કટારો છે વાંટડા,

ગડમેંડાની ઢાલ, ભાલા જોને જળહળે.

એકલડા રાજકુમાર, સેહલમાંથી ઉતરે

હવે સદેવંત પોતે બનીઠણી મહેલમાંથી ઉતર્યો ને ઘોડેસ્વાર થઇ ચાલ્યા.

એકલલડા અસ્વાર, દરબારમાંથી નીસરયા,

સાજ શોનેરી ગરકાત, વાગે ઘોડાને ઘુઘરા.

આવી તરેહથી ઘોડેસ્વાર થઇ વરઘોડા સાથે જાય છે તો સાજ-લોક કુંવરનું રૂપ જોઇ ઘણા ખુશી થયા.

મહાજન મોટાલોક, કુંવરને વખાણીયા,

આવ્યા સોનેરીયા ચોકમાંય, તેજીને લેઇ તાણીયા,

જ્યાં સદેવંત કન્યાનો ઘોડો જોયો એટલે રેવંતને ખેંચી તેની ચડમાં જઇ ઘોડાને ધીમે ધીમે ચલાવવા માંડયો પણ સાવલીંગા સદેવંતના સામુ જોતી નથી તેથી રાજા ગુસ્સે થઇને કહે છે કે રાંડ મને તો કહેતી હતી કે મારે તમારા વીના બીજા ભાઇને બાપ છે ને આ તો પરણવામાં શાંડાતુર જેવી થઇ ગઇ છે. તેથી ચાલ પાછા એમ ધારી પોતાના રેવંતને ચાબક મારી કહે છે,

દોહરો—એ રેવંત આપણાને તરી ન કર પરાઇરે આસ

કાગળની વાડીઓ, ને એમાં નથી સોરંગીની વાસ,

એમાં નથી શોરંગીની વાસ ને અમથો જીવ મારો કુરે રે ઉદાસ.

જોબન મારૂ આળેવેશ હવે લખ્યું તે મારો દેશ પરદેશ,

રાજા કહે છે કે ઘોડા ઘેર ચાલ આગળની વાડીમાં શેરંગીની વાસ તેનાંથી હોય ને અરવા ઉદાસ થવું પડે છે આવાં રીસનાં વાક્ય સાંભળી સાવળીંગા વિચાર કરે છે રાજાના સામું ન જોયું તેથી રીસાયા પણ શું કરૂં આટલા લોકમાં કેમ બોલાવાય જો ફુલકુ સુધી એકલી રહીશ તે વખતે સ્રીના રૂપે આવે તો મેળાપ થાય એમ ધારી પોતે રાજાને સાનમા સમજાવે છે.

દોહરા—સુંદર શ્રીફર હાથે ધરીને ગોરી ચુડીઓરે ખખડાવે

અધીરે ઓઢી ચુંદડીને વળી સાનમાં સમજાવે;

સાવળીંગા પોતે એક હાથમાં શ્રીફળ લઇ બીજે હાથ ઉંચો કરી ચુંદડીનો ઘુંઘટનો તાણી ચુડીઓ ખખડાવતી રાજાને મો બતાવ્યું કે તમે સ્રી થઇ મારે મહોલે આવો સદેવંત પોતે ચતુર હતો તે સમજી ગયો કે મને સ્રીના વેશે તેડે છે એમ ધારી પોતાને મહોલે આવ્યો હવે વરઘોડો ફરતો ફરતો ઘર આગળ આવ્યો ને ઉતર્યો એટલે સાવલીંગા ગણેશ આગળ જઇ બેઠી અને સાહેલીઓ સરવે ગાવા લાગી હવે સદેવંત કુંવરે રાણી પાટમદેની પેટીઓ ઉઘાડી તેમાથી શોળે સણુગાર લઇ પહેર્યા અને જે રાણીની અમુલ્ય સાડી હતી તે પહેરી હીરા જડીત વારી પણ પહેરવા જાય છે પણ વેહ વીના કાનમાં રહેતા નથી તેથી વલખાં મારે છે એટલામાં રાણી પાટમદે વરઘોડો જોવા અગાશી ઉપર ચઢી હતી તે નીચે રંગ મોહોલમાં આવ્યાં તો સદેવંત સ્રી બનીને બેઠા છે ને નાકમાં વાળી રહેતી નથી તે દબાવે છે એટલે આવીને ઓચીતી કહે છે કે રાજા વેહ ન હોય તો લાવો આ શોયો લાવી વેહ પાડું સદેવંત પાટમદેને જોઇ મનમાં શરમાય છે.

ચોપાઇ—કેમ કરી રહેશે મહારાજ વેએ વીનાની વાળીયું,

નર મટી થયા છો નાર તે તો મેં ભાળીયું,

પુરૂષ તણો જોને વેશ તમારો લાજશે,

ઢીલી મેલતા ઢાલ તે આ ચુંદડી કેમ છાજશે.

ઢાલ બાંધતા હતા તે ચુંદડી કેમ શોભશે ને આથી તમારો મરદનો વેશ લાજશે તે સાંભળી કહે છે.

કવીત—રાજનકી નિતિ ગઇ મીત્રનસે રિત ગઇ.
નારીકી પ્રીત ગઇ જતાં જીવ ભાયોએ.
શેખનકો પ્રભાવ ગયો પંચનકો નાશ ગયો.
સાચકો પ્રભાવ ગયો જુઠ ફીશો આયોએ.
મેઘનકી વ્રષ્ટિ ગઇ, ભૂમીસે તો અમિ ગઇ,
સૃષ્ટિમેં વીપ્રીત ઉઠ ધાયો એ
કીજી સહાય કયા કરત એ કવીરાજ,
કઠીન કરાહલ કાલ, ચલો આયો એ.

હે સ્ત્રી તું મને શીખામણ દે છે પણ એમાં મોટા મોટા ગરક થઇ ગયા તે સાંભળી રાણીએ કહ્યું તમારા જેવા નહી થયા હોય કે પરમેશ્વરે મરદનો અવતાર આપ્યો છે ને હાથે કરી સ્ત્રીનો અવતાર ભોગવવા ઇચ્છો છો કે શું માંસ ખાતા હશે તે હાડકાં કોટે બાંધી ફરતા હશે? રાજાએ કહ્યું રાંડ તું મારી જાંગ હાથે વતી ઉઘાડીને એબ ખુવે છે પછી રાજા ઘણું ચીડાય છે માટે છાનાં રહ્યા અને સદેવંત મહેલમાંથી ઉતરી રમઝુમ કરતા સાવળીંગા પાસે ગયા ત્યાં બાયડીઓ ગાય છે ને હસાહસ થઇ રહી છે તળે પેશવા જાય છે તો બાયડીઓ ગોદા મારી બહાર કાઢે છે ને રાજા ધકાપાટુ ખાતા થાકયા પછી નીરાશ થઇ કહે છે રાંડે મારી મશ્કરી કરવાને સારૂ તેડાવ્યો એમ જાણી પોતે મહેલની સામે જઇ નીરાશ થઇને બેઠા ને આંખમાંથી ઝરઝર આંસુ જરવા માંડયા. સાવળીંગા રાજાને જોવા સારૂ ઝરૂખે આવી જુએ છે તો રાજા વેગળે બેઠા છે ને આંખમાં ઝરઝરીયા આવ્યા છે પછી ત્યાં રહી કહ્યું.

ચોપાઇ—ઉતારાની એકાંત રૂદેમાં જાણીએ,
છેલ છબીલા શામ આવેને મોજ માણીએ.
ઓ અલબેલા રાજ ભલે તમે આવીઆ
ગોપીયું કેરા વેશ ભલા તમે સજાવીઆ.

આવું સાંભળતાં સદેવંતે ઉંચુ જોયું એટલે સાવળીંગાએ ઇશારત કરી કહ્યું કે પાછળ થઇ બારીએ આવો સદેવંત ત્યાં થઇ સાવળીંગાના મહેલમા ગયો ત્યાં પલંગ ખુરસી કોચ અને પાટયો ઢાળી મુકી છે તેના ઉપર મખમલનાં ઓશીકાં વીગેરે તરેહ તરેહનાં ઉપર બીછાના પાથરી દીધાં છે અને રાજાને માટે ખાવાનાં દૂધ, સાકર, બદામ, પીસ્તા, ચારોલી, દ્રાક્ષ, અખોડ, કીસમીસ અંજીર અને નારંગીઓ વીગેરે નાના પ્રકારના મેવા મુખ આગળ લાવીને મુકયા છે અને મુખવાસ સારૂ પાનસોપારી, એલાયચી, જાયફળ, જાવંત્રી, તજ, લવીંગ અને કસ્તુરી એવા અનેક પ્રકારના ખુશબોદાર તેજાના લાવી મુકયા છે અને તમામ રંગમહેલમાં અત્તરની ખુશબો ઉડી રહી છે તે જોઇ સદેવંત ઘણો ખુશી થયો કે આવું સુખ મેં મારી રાણી સાથે નથી ભોગવ્યું પછી સાવળીંગા સદેવંતને કહે છે.

જેમ તેમ કરી બેઠા જોડાજોડ કહે એક વાતડી;
સાવળીંગા તુજ વીણુ કેમ જશે મારી રાતડી.
નાનાં થાજો નાર, પુરી તમારી પ્રીતડી;
હેતે ને પ્રીતે કોય આલો રાણીજીની રીતડી.
મુખ દીઠે દુખ થાય જયારે નેણાં ભાળીએ;
ચડયો કસુંબી રંગ તે ધોઇને ટાળીએ.
સહુથી ઉત્તમ જાત તમારી નાતડી;
વીણુ સાવળીંગા નાર માનો અમારી વાપડી.

હે સાવળીંગા કાલે તો તું પરણીને ઘેર જઇશ માટે તું મારી રાણીની રીત પાછી આપ એટલે હું મારે ઘેર જાઉ તે સાંભળી સાવળીંગા બોલી.

દોહરો—આ જીભેથી જાઓ નહી કહું, ને વળી રહોને આજની રાત
આવી એકાંતો નહી મળે, ને રાજા વાણેસરી વાત.
ચોપાઇ—સારાં સારાં સુંદરીરે, આપ્યાં બેસવા બીછાવણાં,
જાજમને ગાલેચ પાથરણાં પાથર્યાં.
અલબેલા રાજા, અળતું મારી જાણીએ.
છેલ છબીલા શ્યામ, અવોને મોજો માણીએ.

હે રાજા હું તો આ જીભથી જાઓ નહી કહું ને આવી તમને એકાંત નહી મળે માટે બેસો પછી બંને પલંગ પર બેઠાં હવે સદેવંત કહે છે.

દોય કર જોડી કાંય કામની તને કરગરૂ,
આપુ માલ અપાર સાસરવાસો હું કરૂ.
સમજુ થાજો નાર, પુગી તમારી પ્રીતડી,
હેતને પ્રીતે આલ, મુને રાણીજીની રીતડી.

હે સ્ત્રી હજુ સુધી તારેને મારે કંઇ છે નહી માટે મને મુકી દે તે સાંભળી સાવળીંગા કહે.

નહી આલુ રાણીજીની રીત, સાંભળો વાતડી,
નથી ગમતી જરાય, માજમીઆની નાતડી.
કડવા લાગે છે કોઇ, વેપારી મને વાણીયા,
પહેરાવો પાટમદેના શણગાર કરી લેજો રાણીયાં.

હે મહારાજ હું તે તમારી રાણી થઇ ચુકી છું.

નાના કહેતાં નાર પરાણે ના હોય પ્રીતડી,
મહાજનને ઘેર, ના આલુ મારા રાજવળાની રીતડી,
રાજવળાની મતલબ, તે જાણે અમારી રાણીયાં,
મોજ કયાંથી માણો, વેપારા તમે વાણીઆ.

હે સ્ત્રી તું પરાણે પ્રીત કરી એમાં શું ? તે સાંભળી સાવળીંગા ચોતે રૂદન કરે છે ને કહે છે.

છળ કરીને કોય, રાજા તમે મને છેતરી,
આવા નમેરા નાથ, માથે તમે હાંઝી કરી,
આત્મા પ્રાણુ આધાર, જીવું નહી તે જાણીએ,
સાચું માનજો શ્યામ, પ્રાણુ અમે તો પાડીએ.

હે રાજા તમે જ્યારે એમ કહેશો ત્યારે હું મારા પ્રાણુ મુકીશ. આ સાંભળી સદેવંતે કહ્યું.

સઘચરોમાં ચેરા થાય, તે તો અમે જાણીએ,
લડથડતી ચાલનો વર, ગમતો નથી વાણીઓ.

રાજા દયા લાવી સાવળીંગાનો આગ્રહ જોઇ મહા કામાતુર થઇ રહ્યા ને સાવળીંગાની કોટમાં હાથ નાખી પલંગ પર જઇ બેઠા પછી રાજી થઇ સદેવંત કહે છે.

મુગીપરના રાજ, પધાર્યા મારે ઢોલીએ;
ધન ધન મારો દહાડો, લાખેણો-લાવો લીજીએ.
હઇડા કેરાં હેત, ભેદરે બતાવીયાં,
લીલાવતી નણુંદે આવી આવીને પોકારીયાં.

જ્યાં ઘણું પ્રેમમાં એક એકના ગળામાં હાથ નાંખી બેઠા છે એટલામાં લીલાવતી નણુંદ તેની બીજી સાહેલીઓ અને દેવજી વ્યાસ આવ્યા તેણે હાંક મારી તે સાંભળી સાવળીંગા કહે છે કે કેમ કરીશું? રાજા કહે ભોગ તારા મેં તો તને કહ્યું હતું કે તું મને અહીંથી જવા દે. પણુ તને વાતનો રસ ઘણો રહી ગયો હતો હવે તારી નજરમાં આવે તેમ કર તે સાંભળી કે છે.

કંથા તમે દેવળ જાઓ, ત્યાં અમે આવીશું,
વળી સઘળા બોલ ત્યાં પાળશું.
રમશું સારી રાત, મોજ આપણુ માણુશું,
અમે ભણુતાંતાં એક નીશાળ એ છે રાજાની કુંવરી
આવી હતી મુજ પાસ મળવા હરખે ભરી,

જમતાં એકજ થાળ, સુતા એકજ સેજડી.

નણંદ સાચુ માન. એ સરખી સાહેલડી.

હે લીલાવતી રાજાની કુંવરીને ને મારે બાલપણનાં બેનપણા છે તે મલવા આવી હતી એટલામાં ગોર ચુડો લઇને પહેરાવવા આવ્યા સાવળીંગા કે છે હું તો ચુડો પાનેતર પેરવાની નથી ને એને પરણવાની પણ નથી માટે તમે મને કાંઇ ઉપાય બતાવો વળી તેણે ગોરને રાજી કરવાની લાલચ બતાવી એટલે ગોરે જાણ્યું કે આ રાંડે જે ધાર્યું હશે તે અંતે કરશે ને હું મેલીશ એટલું મારૂં જશે માટે વર મરો કે કન્યા મરો એમાં મારે શું એવું ધારી ગોર કહે છે.

કોઇ સરસ ઉપાય શોધો. શું અમારૂં જાય.

કેશો તે કરશું અમે કારજ તમારૂં થાય.

આવું સાંભળી સાવળીંગા ખુશી થઇને ગોરને હજાર રૂપીયાની વીંટી પેરાવી દીધી ને ગોરને કહ્યું કે હું મારી લવિંગીયા દાસીને મારો શણગાર પેરાવીને બેસારૂં છું તેને પરણાવી ઘુંઘટો તણાવી જાનીવાસે લેઇ જજો. આવું સાંભળી ગોરે પેલા તો લપકારા લીધા પણ વીંટી ભણી નજર કરી એટલે હીમત આવી ને બોલ્યો, બેન કશી ફીકર નહી હું કાંઇ ઓછો ચતુર નથી એમ તો મારી બુધી મોભાગ્ર જેવી છે. આવું સાંભલી સાવળિંગાએ દાસીને ભણાવીને પોતાના શણગાર પેરાવી દીધા, ગોરે પણ લાલચને મારે લાકડે માકડુ જડી દીધું ને વીધી પ્રમાણે પરણાવ્યા.

હવે સાવળીંગા દાસીના શણગાર પહેરીને જાનીવાસે ગઇ ને પેશાબનું નામ દઇ ઓરડામાં એકાંત ખુણે દાસીને લઇ ગઇ ત્યાં પોતાનો પોશાક અદલ બદલ કરી લીધો ને દાસીને કહાડી મુકીને પોતે શેઠની પાસે ગઇ જતાજ શેઠની આંખો અંજાઇ ગઇ ને તેજ સ્તંભ ત્યાંથી પ્રગટયો દીવસ વીજલી તો હોયજ નહિ એમ ધારી

ભયભીત થયા પછી તો ધીરે ધીરે જોયું તો સાવળીંગા ઓળખાઇ એટલે રાત્રે આશ્ચર્યથી પોતાના પલંગમાં બેસાડી વાતચીત કરતાં શેઠનું મન વિહ્વળ થઇ ગયું તેથી કે છે રે સ્ત્રી હવે આપણે સુઇ જઇએ કારણ રાત ગઇ તે વખતે સાવળિંગા બોલી.

દોહરો—મેં માનીતી માનતા, મને મળશે રૂપાળા કંથ,
પ્રથમ પુજીશ મહાદેવને, વલી આવી સ્થળ એકાંત.

આવું સાંભલી રૂપાશા શેઠ તો બહુ ખુશ થયા ને બોલ્યો કે તેં બહુ માથાકુટ કરી દેખાય છે પણ બળ્યું આવી તે બાધા રાખતા હઇશું આટલી રાતે એકલા કેમ જવાય બીક ન લાગે સાવળિંગા મહાદેવના મંદીરમાં જઇને ઉભી રાત અંધેરાઘોર છે નાનાવીધવીધના પ્રાણીઓથી ચોપાસ ભય ઉત્પન્ન થાય છે જાણે આમથી આવશે કે આમથી તેમાં વળી દેરાનાં કમાડ વાસેલા છે માટે સાવળિંગા કહે છે

રેને અંધારી હું એકલી. ખાવા ધાય છે પરવત પહાડ.
દ્વાર ઉઘાડો મારા સાહબા, મારાં વેરી થયાં છે ઝાડ.

એ રાજા આ ઝાડનાં પાંદડા ખડખડ થાય છે ને મને બીક લાગે છે. હમણે મારૂં કાળજુ ફાડી જશે માટે ઝટપટ કમાડ ઉઘાડો તોય સદેવન્ત બોલતો નથી તે વખતે ફરી બોલી.

ચાર દીશાએ હું જોઇ વળી, ને થાકી કરી શોર બકોર.
કાંતો સદેવન્ત સુઇ ગયોંને, કાંતો મારી ગયા ચોર.

સાવલિંગાએ જાણ્યું કે રાજા જો હોય તો મારા સાદ સાંભળી બોલ્યા વીના રહેજ નહિ તેમ રાજા વચન આપીને આવ્યા સિવાય પણ રહે નહિ માટે કછોટો વાળી દેરા ઉપર ચઢી શીખર ઉતારી માંહ્ય પેઠી ને જુવે છે તો દીવા બળે છે રાજા ભર ઉંઘમાં સુતા છે ને પોપટ પણ પાંજરામાં છે સાવળીંગાએ ઘણા સાદ દીધાં તથા બાઝી બાઝીને તેને ઘણો હલાવ્યો પણ કોઇ બોલતું નથી ત્યારે માથું કુટીને કલ્પાંત કરતી હાથ વડે માથાના વાળ ઉખાડે છે ને છેવટે

મરવાનો વિચાર કર્યો આટલું જોયું ત્યારે પોપટની ખાતરી થઈ કે એનો પ્યાર સંપૂર્ણ છે તે વખતે પોપટ તેને કહેવા લાગ્યા.

મા કુટ મા કુટ કામની, તારે ઘેને ઘેરાયો ભરથાર,
રાજા ઉઠશે પ્રભાતમાં, માનો સાચેસાચું સાવળિગા નાર.

એ સાવલિંગા તું શીદ મરે છે સદેવંતને કેફ ચડી છે તેથી બોલતો નથી તે સાંભલિ સાવળીંગાએ કહ્યું.

સુણ સુભાગી પોપટા, તું તો પરભવનો મારો વીર.
સુતા સદેવંત જાગશે, તે વખતે કહજે સઘળું તું ધીર.

હે પોપટ ! સદેવન્ત જાગે તો કહેજે કે એ તો આવીને ગઇ ત્યારે પોપટે કહ્યું કે તું સદેવન્તને હાથે ધાવ લખી જા એટલે તેમને પાકી પ્રતીત થશે પછી સાવલિંગાએ સદેવન્તના હાથમાં ધાવ લખવા માંડયા.

નાકવેસરની કીધી લેખણી, વલિ શાહી તંબોળની સાર,
ધાવ હથેલિમાં લખીવાને વળી શાહી તંબોરની સાર.
પુરૂષ લટકતી પાઘડી વળિ કેને શાણો થાય.
એની સમજણ લ્યો સદેવન્તારે પગ ન ધરશો બહાર
ડોશી મળે દરબારમાંને વળી બેહારા મળશે બજાર.
એની સમજણ લ્યો સદેવન્તા પગ ન ધરશો બહાર,
આ ટા કુટાને ઘી ઘડો રાજા છુટે કેશે જોને નાર,
વણ ટીલે વીપ્ર મળે તો, રાજા પગ ન દેશો બાર.
ઘરડો ભરડોને સાંઢીઓને વલી ટપવાકુટ કુંભાર
એની સમજણ લ્યો સદેવન્તારે તો પગ ન દેશો બાર.
કુમ્ભ ઘડાને કાબરારે, વળી આશા ગાંધી નાર,
એની સમજણ લ્યો સદેવન્તા નો પગ ભરજો બહાર.
વાંકડી મુછોને માંજરોને, જેને હઘડે મહે વાળ,
એવે શુકને રાજા આવશો તો નિશ્ચે ખૂટ કાળ.
ડાબા જમણી તેતર બોલેને વલિ આડી ઉતરે મંજાર.
એવા શુકને શુભ આવજો રાજા પગ ન ધરજો બહાર.

છાણે પાણે ને ટેકરેને વળી સુને રાજા દરબાર.
સુકે લાકડે સરોવરે તમને ઘાતક લોહ નીરધાર.

એ રાજા એવા શુકન જોઇને ન આવજો પછી પોપટે કહ્યું એ કરતાં સારા શુકન લખ કે તે જોઇને આવ પછી સારાં શુકન લખે છે.

કોરા ઘડે કુંવારકા, જેને ખોળે અખીયાણું જવ જાર.
એવા શુકને તમે આવશો તો મલશે સાવલિંગા નાર.
કુંભ કરણાં નીબરાં, ને વલી હનમંતને હરણાં,
જાતાં તો જમણાં ભલાં તે વળિ વળતાં ડાબી ભણી.
છીંક ડાબી ઘા જમણાં ને લિ મ.ડુક ફાદુર જાય.
એવા શુકને જોને ચાલીએ, તો સેજે મેલાવો જોને થાય,
તરૂવર ઉપર તેતર લળે વળી તરૂણુ શબ્દ કરે.
રેવંત ઘોડો હાંકજે, તો સમુદ્ર પાર ઉતાર

ચોપાઇ—સારા સારાએ શુકન જોઇ, વાલમ વેલા આવજો.
નાના મોટા સંગાથ, ભેલા નવ લાવજો.

મહારાજ આવો તો એકલા આવજો પોપટે કહ્યું લખી રહી સાવળીંગાએ કહયું હજુ લખવું છે, ને હથેરી તો ભરાઇ ગઇ હવે કયાં લખુ પોપટે કહયું આ કમાડે લખ પછી કમાડે લખે છે.

સોહલો—આંખે આંસુડાની ધાર, રામની ધાર ધખે કમાડ
જોબન મારૂં બાળે વેશ કયાં મેલી જાતો પરદેશ

ચોપાઇ—આંખે આંસુડાની ધાર. અલબેલી ઉડીઆં,
સુણો સદેવન્તરાય, મધવન લુંટીયા.
પ્રિયોના પરિયાણુ તેતો અમે જાણીયાં.
આલી છે રાણીજીની રીત કે કેમ વેહાળે વાણિયા.
સુણ સદેવન્ત રાય, મલ કરીઆ આદરૂ,
હું છું બાળ કુમાર જાઉં છું સાસરે.

હેહે મહારાજ તમે બોલતા નથી તો હવે હું કુંવારીને કુંવારી સાસરે જાઉં છું આવી તરહથી સાવળીંગા બોલી એટલે મંડપની બત્રીસ પુતળિઓએ દાંત કઢાડયા ને સાવળીંગાએ પુતળીઓને કહયું.

દોહરો—સુણુ થંભાને સુણુ થાંભલી સુણુ બત્રીસ પુતલિયાં,
સદેવન્ત જાગે શાખ પુરજે મારી સગી બેનડીયાં.

પુતલિયો કહે તારી બેન થઇને સદેવંતની શાળી થઈ શાખ કોણુ પુરે તે વખતે સાવલીંગાએ ગરેની માયા કહયું.

સુણુ થંભાને સુણુ થાંભલીને સુણુ બત્રીસ પુતળીયાં.
સદેવન્ત જાગે શાખ પુરજે મારી સગી નણુદલીયાં
સાવલીંગા ધાવ લખી રહીને જતી વખત મનને કહયું.
સુતો મેલીને અમે ચાલીયાં. મને ઘડી ન લાગી વાર.
પીઉ તમને મત કહું તે માનો નીરધાર
એ વાત માનો નીરધાર
સારા શુકન જોઇ આવજો નીકર પગ ન ધરવો બહાર.

એવી રીતના ધાવ લખીને પોતે ઘેર આવીને સુઇ રહી સવારમાં જાન વિદાય કરવા માંડી તે વખતે સાવળીંગા વીચાર કરે છે હું મારી સઇયરને મળુ તો ખરી એમ કરતાં વાર થાત તો રાજા આવી પોચે એમ ધારી સાહેલીઓને મળવા જાય છે એટલે તેની લીલાવતી નણુંદ બોલી કે હવે સાહેલિઓની માયા મુકો દોને હવે ઘેર જઇને મારા બાઇ તમારી બધી હોંશ પુરી કરશે. હવે રાજા તો હજુએ આવ્યો નહિ, માટે સાવળીંગાએ રથમાં બેસતી વખતે પોતાનો મોતીનો હાર હતો તે તોડી નાખીને વિણુવા બેઠી તો પણુ રાજા આવ્યા નહિ પછી નીરાશ થઇને પોતે રથમાં બેઠી એટલે ચાલતે ચાલતે પાંચ ગાઉ આવીને ભાતુ ખાવા બેઠા એટલામાં એક ગોવાલિયો ત્યાં થઇને જતો હતો તેને સાવળીંગાએ છાનોમાનો એક દાગીનો આપીને કહ્યું કે તું અહિં બેસજે ને સદેવન્ત રાજા આવે તો કહેજે કે સાવળીંગા તો ગઇ પણુ તમને ઘડી વિસારતી નથી માટે તમે એને મળી આવા પછી સરવે ખાઇને ચાલતાં થયાં ને ઘડી દહાડો રહયો તે વખતે જાન પારાનગરમાં વાજતે ગાજતે આવી આ વખત માલણુ સાવળીંગાને ફુલ આપવા ગઇ ત્યાં

સાવળીંગાને ઉદાસ જોઇ પુછવા માંડયું કે તમે ઉદાસ કેમ થયાં છો જે વાત અનેલ તે મને કેશો હું તમારી વેચાણ છું મોરી સાથે પડદો રાખશો નહિ સાવળીંગાએ કહ્યું મને વચન આપ એટલે હું તને બધી વાત કહું એવું સાંભલી માળણે સોગન ખાધા

નગરમાંથી જોને આવતાંને મેંતો કીધા ઘણાં ચરિત્ર.

તોએ મા આવ્યો મારો સાહ્યબો માલણ મારે નથી બીજાશું પ્રીત

એ માલણ સદેવંત રાજાને મલવા મેં ઘણી કલા કરી પણ તે તો મળ્યા નથી તેના વિના આ જગતમાં બીજાનું મારે કામ નથી એવું સાંભળીને માલણે કહયું બાઇ તું કાંઇ એ વિશે ફીકર રાખીશ નહિ. હું તને મેલવિ આપીશ એમ કહી ઘેર ગઇ એ સદેવન્ત સુતો છે તે ઉઠયો ને જુવે તો કાંઇ માલમ પડયું નહિ.

કાંતો વણિકે બોળવીને વર કાંતો ગયા તે સોય.
પરનારીશું પ્રીતડી તમે કદીયે ન કરશો કોય

ચોપાઇ–ભુલ ન કરશો કોય, પરનારીશું પ્રિતડી
લઇ ગઇ જોને તેહ, રાણીજીના રીતડી
પ્રિતના પરમાણ, તે તો મેં જાણીયા.

કડવા કીધા રાજન વહાલા કીધા વાણીયા.

એવી રીતે કરોધ કરીને બોલ્યો તેવામાં પોપટ કહે છે કે હે રાજા તમને કાંઇ ખબર છે કે નહિ ને ખાલી કરોધ શીદ કરો છો એ તો તમારી પાસે આવીને તમને જગાડવા માંડયા પણ તમો જાગ્યા નહી તે વખતે ધાવ લખીને ગઈ ત્યારે રાજા પોપટને કહે જે તે મને કેમ ન જગાડયો ? માટે તને મારી નાખીશ એવું સાંભળી પોપટ કહે છે હે રાજા નાહક શીદ મારો છો ને મને છુટો મુકો હું મારે ગમે ત્યાં જઇશ એમ કહેવાથી પોપટને રાજાએ છુટો મુકયો તેથી તે ઉડીને જતો રહયો પછી ઉદાસ થઇને પોતાને ઘેર આવીને એક ઘોડો લેવા સારૂ ઘોડારમાં ગયા તે વખતે રાણીએ દીઠા એટલે તે કહેવા લાગી કે હે રાજા સાવલીંગાએ તમને ગાંડાતુર બનાવી દીધા છે તે

છું જાણું પણ વિચાર તો કરો કે મારા જેવી રાણી હોવા છતાં તમોએ એક વાણીયાની છોકરીમાં શું વધારે દીઠું ! તે ભુત જેવા બની ગયા છો તે વખતે કહે છે.

વાહ નારી કેરા વેણુ, ભમર કેરી પાંખડી
સુંદર ચાલ. મજીઠ, આંજી જેની આંખડી
બોલે ચંગાચંગા વેણુ, લાગે બહુ પ્યારીયા
સાવલીંગા સમરૂપ રસાલ ન આવે બીજી નારીયા

એ સ્ત્રી સાવલીંગા બરાબર બીજી કોઇ દુનીયામાં નથી ને તું તો એક એની દાસી બરાબર છું એવું સાંભળીને રાણીને રીસ ચઢી કહે છે કે સાવલીંગા ઉપર આટલો બધો મોહ છે તો કેમ પેલા વાણીયાને લઇ જવા દીધી.

અવર પુરૂષ લઇ જાય, જાતાં તેને અટકાવીએ
મોહોડું લેઇને શામ, ઝપાટો ઠોકીએ.
તમ કહેતા હતા નથી તે તો છે વાણીયા.

હે રાજા ધીકક છે કે તમારી સાવલીંગા ઘણી વહાલી હતી તેમ છતાં તેને લઇ જવા દીધી માટે તમને નાનપ છે એવી રીતના રાણીનાં મર્મના બોલ સાંભળીને સદેવન્તને ઘણો ક્રોધ ચડયો તેથી રાણીને કહ્યું કે તું શું કરવા બડબડાટ કરે છે જો તો ખરી એને લાવીને પટરાણી કરૂં તોજ મારૂં નામ સદેવન્ત એટલુંજ કહીને પોતે તેજ વખતે ઘોડા ઉપર સ્વાર થઇને ચાલી નીકળ્યો ને દરવાજે આવ્યો એટલે બારોટ સાવલીંગાને વળાવી પાછો આવતો હતો તે સામે મળ્યો તેને સદેવન્તે કહ્યું કે સાવલીંગાની શી ખબર છે બારોટ કહે કે એણે તો તમને મળવાની ઘણી વાર કરી પણ તમે આવ્યા નહી ને હવે તો દશ ગાઉ પોંચી હશે એવું સાંભળીને તેણે ઘોડો તાકીદથી ચલાવ્યો અને પાંચ ગાઉ ગયા એટલે ત્યાં ગોવાલિઓ રાજાને દેખી કહે છે.

દોહરો-સાજ સોનેરી ઘોડો જરકશી, છે વળી અલબેલા રે અસ્વાર.

ઉભા રહો મારા ઠાકરા તો કહુ સાવલીંગાના સમાચાર

એ રાજા ઘોડો ઉભો રાખો હું તમને સાવલીંગાના સમાચાર આપું તે અહીં મને બેસારીને ગઇ છે ને કહ્યું છે કે રાજા આવે તો કહે કે સાવલીંગા તમારી વાટ જોઇ જોઇ હમણાંજ ગઇ એવું સાંભળીને રાજા ચાલતો થયો એવામાં રાત પડી તેથી રાતમાં એક દેવલમાં જઇને ઘોડો બાંધીને ભુખ્યો તરસ્યો સુઇ રહયો હવે સાવલીંગા પાસેથી માલણ ગઇ ને સાવલીંગા એકલી બેઠી છે એવામાં શેઠ દુકાનેથી આવ્યા ને કહે છે કે ચાલો રંગમેલમાં સુઇ રહીએ સાવલીંગા કહે હાલ મારે નીમ છે મેં પીયરથી આવતા માનતા માની છે કે ખેમકુશલ આસરે પહોંચીશ તો સાત દીવસ સુધી એકાંત સુઇ રહીશ એવું સાંભળીને શેઠ તો ખુશી થયા કે મારી સ્ત્રી મહા ચતુર છે એમ વીચારીને પોતે તો ઓરડાના બહાર છુટા હોલમાં ભોંય સુતી છે એવામાં મધરાતે સાવળીંગા ઉદાસ થઇ કહે છે.

ચોપાઇ—ઉંચારે મહેલ આકાશ, તોરણ જેને જળહળે.

વરસે રૂતુએ મેઘ, નદી જળ ખળભળે,

રાત અંધારી ઘોર, નથી કોઇ જોડીયાં;

કંથ તમારે કાજ તજી છું ઢોલીઆં.

એવી રીતે સોચ કરતાં સવાર થયું એટલે સાવલીંગાની દાસી અને ગામના રાજાની કુંવરીની દાસી બંનેને દોસ્તી હતી તેથી તે રોજ નદીએ નહાવા જાય છે હવે એક દીવસે નહાવા ગઇ છે. અહીંઆં સદેવંત પણ તેજ નદી ઉપર આવી પાણી પીવા બેઠો પણ પોતાની પાસે વાસણ નથી અને ખોબેથી પીએ તો હથેળીના લખેલા ખાવ ધોવાય જાય માટે તેણે જનાવરની પેઠે મોહોડેથી પાણી પીધું તે જોઇને સાવલીંગાની દાસી કનકાવંતી કુંવરીની દાસીને કહે કે હે બહેન આ કોક મોહોડેથી પાણી પીએ છે તે ગાંડા જેવો હશે કે શું ? તે સાંભળીને કુંવરીની દાશી હોંશીયાર છે તે કહેકે એ કોઇ કામી પુરુષ છે એના હાથે ખાવ લખેલો છે અને કોઇ મોટા માણસ છે જેવો તેવો નથી

એમ કહીને બંને જણીએ ઘર ભણી ચાલીને કનકાવતીની દાસી તે। ઘેર જઇ બાઇને કહ્યું કે તમે ઇચ્છાવર વરવા ધારો છો માટે મનખો સફળ કરવો હોય તો તમારા વર નદી કીનારે આવ્યો છે હવે સાવ- લીંગાની દાસીએ પણ નવી વાત સાવલીંગાને કહી તે સાંભલીને સાવલીંગા વીચાર કરવા લાગી કે નકી સદેવંત કુંવર આવ્યા હશે માટે માલણ આવે તો ખબર કઢાવું એવો વીચાર કરે છે અને કનકાવતીજ પોતાની દાસીને તથા કેટલીક સખીઓને લેઇને તે નદી ઉપર ગઇ ત્યાં સદેવંતને બોલાવીને ખુબચાળા કરે પણ સદેવંત તેના ઉપર કાંઇ ધ્યાન રાખતો નથી તો પણ કનકાવતીએ બોલાવવા સારૂ પોતાનો મોતીનો હાર તોડીને મોતી લઇને કાગડા ઉડાવવા લાગી ને ચીરમાં કાંકરાં ભરીને પછાડે છે વલી નખવતે ટીંપે ટીંપે ઘડો ભરવા લાગી પણ સદેવંત તેના સામું જોતો નથી ત્યારે કનકાવતી બોલી.

દોહરોઃ—નખવતે ઘડો મેં ભર્યો, ને મોતીએ ઉડાડયા જોને કાગ.
કાંકરે ચીર ફુટી પટક્યું, ને વળી તોય ન બોલે ઠગ.

એ રીતનું તેનું બોલવું સાંભળીને કુંવરે વિચાર્યું કે મને ઠગ કહયા માટે હું ઉત્તર આપું.

નથીરે શેર ગોરી માહરૂં ને કાંઇ નથીરે બોલયાનો લાગ;
એવી વીમાસણ ના કરૂં તો, કદી નાવે વિજોગનો ત્યાગ.

હે સ્ત્રી હમણાં મારે બોલવાનો લાગ નથી ને અહીં મારું શહેર નથી ને વલી ઝાલવા જાઉ તો મારા વિજોગનો તાગ કદી ના આવે એ રીતનું સદેવંતનું બોલવું સાંભળીને કનકાવતી મોહીન થઇને ખુબ કામાતુર થઇ તે વખતે નીમ લીધેલો કે વરૂં તો આને બીજા ભાઇ બાપ સદેવંત કહે કે હે સ્ત્રી એ વાત કરીશ નહી કેમકે તું રાજાની કુંવરી છે તે તને કોઇ નહી કહે પણ મારૂં તો માથું જાય, એવું સદેવંતનું વચન સાંભળી કનકાવતી કહે તમારા સામી કોઇ આંખ ઉંચી કરે તો તેની આંખ ફોડાવું ને તમને મારે તો હું પણ

જોડે મરૂં તેવારે કુંવર કહે છે કે તુ કોણ ને હું કોણ ને તારી સાથે મારે કાંઇ કામ નથી ત્યારે કનકાવતી કહે રાજા મારા જેવી નહીં મળે માટે હાથમાં આવેલો હીરો ખોશો નહી એવું સાંભળી સદેવંત કહે છે તારા જેવી તો મારે ઘેર લુંડીઓ છે એવી રીતે રાજા પણ કહે છે પણ કનકાવતી વારે છે કે એનો ગમે તેમ બોલે પણ મારે તો સારૂ લગાડવું જોઇએ એમ ધારીને કહે છે.

હું છું તમારી નારીયાંને, તમે પ્રીતમ મારા સુજાણ;
વરવું તો તમને વરવું, નીકર મુકીશ મારા પ્રાણ.

રાજા તમારી સ્ત્રી થઇ ચુકી તે માટે તમે વરશો તો ઠીક છે નીકર હું મરીશ એ રીતે કહીને કનકાવતી પોતે પોતાના મહેલમાં ગઇ હવે સાવળીંગા માલણની વાટ જુએ છે એવામાં માલણ આવી તેને સાવલીંગા કહે કે મારા પ્રાણપ્રીય સદેવંત રાજા નદી ઉપર આવ્યા છે માટે તેમની પાસે ઘોડો છે તે તારે ઘેર ઉતારજે પછી બાવાનો વેશ લેવરાવી મારા મહેલે મોકલજે જ્યારે હું તેમને જોઇશ ત્યારે અન્ન પાણી લેઇશ તે વારે માલણ પણ વખત જોઇને બોલી વાત તો ખરી પણ મને ખરચી પાણી તે સાંભળી સાવળીંગાએ શેઠની પેટીમાંથી પચાસ મોહોરો કહાડીને આપી તે લઇ ખુશી થઇને માલણ કનકાવતીને મહેલે ફુલ આપવા ગઇ તેને કનકાવતી કહે છે મારા લાયક જેવો જોઇએ તેવો વર નદીને કિનારે આવ્યો છે તેને તેડી લાવીને મારી સાથે પરણાવીશ તો ગુણ નાહ ભુલુ એમ કહીને એક હજાર રૂપિયાનો દાગીનો માલણને આપ્યો તે લેઇ કહે કે બાઇ કાંઇ ફીકર રાખશો નહી આજ હું તેજ કામ કરવાની છું એમ કહી માલણ ઘેર આવી તેનો ધણી કહે રાંડ આટલી બધી વાર કેમ થઇ તે વારે માલણે પેલો અવેજ દેખાડયો એટલે માળી બાઇ તો રાજી થઇ કહે છે કે હવે હું કદી કંઇ નહી કહું ને હવે તારી નજરમાં આવે તો કોઇ હૈયાનો ફુટયો અને ખીસાનો તર હોય તેના દોસ્તી કરીને આપણે ઘેર તેડી લાવજે પછી તેને ખાઇને ખોખું કરીશું માળીની એવી રજા મળી તેથી માલણ તો

તેજ વખત બેડુ લેઇને નદી ઉપર આવીને સદેવંતને જોઇ ચાળા કરવા લાગી સદેવંત વીચારે છે આ બધું ગામ આવું છે કે શું પણ જેના સારૂં આપણે અહીયાં આવ્યા છીએ તેનો મેળાપ કેમ થાય જો ઘોડા ના હોતતો હું એકલો ગામમાં ગમે ત્યાં ફરીને ખબર કહડત એવી રીતનો વીચાર કરે છે એટલામાં માલણ પાસે આવીને પુછે છે.

કીયારે દેશના તમે રાજવીને, વલી કીયારે તમારા ગામ;

શા કારણ તમે આવીયારે, વલી શું છે તમારે કામ;

હે મહારાજ તમે કયા દેશના રાજા છો ને અહીઆં શા કામે આવવું પડયું છે? માલણના વચન સાંભળી સદેવંત કહે છે.

નથીરે અમે રાજવીને વળી છેટે અમારાંરે ગામ.

આવ્યા છીએ પરદેશમાં ને, ભુંડી ચાકર રહ્યાનુંરે કામ.

એ સ્ત્રી અમે રાજા નથી પણ પરદેશમાં ચાકરી કરવા આવ્યા છીએ તે સાંભળી માલણ કહે છે.

ચાકર જોગ નથી સાહીબાને, વળી સો સો નોકર તમ ઘર હો;

આવ્યા છો કુળવંતીને કારણે વળી અસત્ય વચન શું કહો.

હે મહારાજ તમે ચાકર જોગ નથી ને તમે જે કારણ આવ્યા છો તે હું જાણું છું. આવા માલણના વચન સાંભળી સદેવંતને ખાત્રી થઇ કે નકકી એણે મોકલેલી પણ એનુ નામ એની પાસે કેવરાવું પહેલાં કહીશ તો પછી જો નહી હોય ત્યારે ફજેતિ થશે માટે તેનેજ પુછું એમ કહી કહે છે.

શોહલો—કોણ નગરમાં રાજ કરે, અને કોની કોની દવાઇ ફરે;

તારા શહેરમાં સુખીયાં કોણ કોણ છે, તે વાત મુજ આગળ કહે.

હે સ્ત્રી આ નગરમાં કોણ રાજા રાજ્ય કરે છે. ને કોની દવાઇઓ ફરે છે તારા શહેરમાં સુખીયાં દુખીયાં કોણ છે તે મને કહે માલણ સદેવંતનું કહેવુ સાંભળીને કહે છે.

રાજા વીરમદે રાજ કરે, પૃથુરાજની દવાઇ ફરે;

એક દુખીયારી રૂપાલાની નાર, તેના તમો લાગો સણગાર

હે મહારાજ ગામમાં વિરમદે રાજા રાજ્ય કરે છે ને પૃથુરાજની દુવાઇ ફરે છે દુખીઆરોમાં એક રૂપાશા શેઠની સ્ત્રી સાવળીંગા છે તેના તમે પરમપ્રિય છો આવાં માલણના વચન સાંભલી સદેવંત હશી પડયો ને કહે છે હવે તું મને તારે ઘેર લઇ જા પ્રથમ તો મારા મનમાં એવું આવ્યુ હતું કે હમણાં એક આવીતી તેવીજ તું હઇશ પણ હવેથી તને મારી બેન ગણીશ.

તુને આજથી મારી બેન ગણું ને તારા સાસરિયામાં વડાઇજ કરૂં,
નવુ પએરાવુ દક્ષણનું ચીર કરી લે મને વાલેસરી વીર.

માલણ સદેવંત કહે છે મારે તો ચીર જોઇતું નથી પણ એક વચન આપો ત્યારે સદેવંતે વચન આપ્યું માલણ કહે કે હમણાં સ્ત્રી આવી હતી તેને તમારે પરણવી પડશે સદેવંત કહે એ વાત કરવી નહી માલણ કહે ત્યારે તમે સાચા બોલા નથી સદેવંત કહે એક વખત મને સાવળીંગા મળે તે પછી એને પરણીશ માલણ કહે તમે ગમે ત્યારે પરણજો પણ એને પરણશો તો તમારૂં કામ થશે કેમ કે રાજાની કુંવરી છે ને તમે તેની ઓથે જશો તોજ સાવળીંગાની વલે ટરશો પછી માલણ સદેવંતને લેઈ પોતે અગાડીને રાજા પછાડી એવી રીતે ઘેર આવે છે ત્યારે પોળના લોકો સદેવંતને પુછે છે ભાઇ તમે કોણ છો ત્યારે સદેવંત તેમને જવાબ દે છે.

અમે જાતના સોદાગર છીએ, આ બાઇના પિયરમાં રહીએ છીએ;
મારે એને ફળિયા ઢાળજ છે, ને તે માટે મને બાઇ બાઇ કહે.

સદેવંત આવી રીતે તે લોકોને જવાબ આપતો માલણની પાછળ પાછળ તેને ઘેર ગયો માલણે નાહવા સારૂં ઉનું પાણી કરી નવરાવ્યો ને રસોઇ તઇયાર કરાવી કહ્યું કે મહારાજ જમવા ચાલો ત્યારે સદેવંત કહે કે હું તો તેને નજરે જોઇશ ત્યારે અન્ન પાણી લેઇશ નહી તો લેનાર નથી માલણ કહે કે મહારાજ તમે જમો તો ખરા એને તો જોગી થશો ત્યારે દેખશો પછી સદેવંત કહે જોગી થઇ એ

જોઈ એવું પછી જમીશ માલણ કહે એમ કરો પછી સદેવંત પોતાના શરીર ઉપર ભભુત ચડાવી દીધીને માથાના વાળ છુટા મુકી હાથમાં ઝોળી ઝંડો લેઇ અવધુત બની તઇયાર થયા પછી માલણ કહે છે કે તમે તેના મહેલ આગળ બે ફોકરથી જજો કોઈ તમને રોકશે નહી કેમકે તમારે સારૂ તો સદાવ્રત આપવાનું માંડી બેઠી છે માલણનું વચન સાંભળી પોતે શહેર ભણી ચાલ્યા.

ચોપાઇ—છુટે કેશે કોઇ, નગરમા ચાલીયા;

ભભુત ગોળા હાથ, બાળે નાથે ઝાલીયા.

અજીત વાળા અતિત, નગરમાં ચાલીયા.

સારા શહેરના લોક, ચાકરે ચડાવીઆ,

જ્યારે સદેવંત આવા ડોળથી સાવળીંગાના મહેલ આગળ સોનેરીયા ચોકમાં જપ અલેખ જગાવ્યો ત્યારે સદેવંતનો અવાજ સાંભળી સાવલીંગા વિચાર કરે છે.

જોતો મારો શ્યામ તે તો નિશ્ચે કદી જાણીએ

આવો હેતે કરીએ એકાંત, સાડરો વેંચીએ.

જ્યાં સાવલીંગા ઝરૂખે આવી જુએ છે તો સદેવંત દીઠો પછી ખુશી થઇ રાજાને કહે છે.

પગરે પ્રમાણે પહેરી ચાખડીને, રાજા છુટયારે મેલ્યા જોને કેશ,

સુણ રાય સદેવંતરે, તેં તો ભલો ભજાવ્યો વેશ.

હે મહારાજ મારા કહ્યા પ્રમણે બરોબર જોગીનો વેશ ભજવ્યો છે પછી સદેવંત સાવલીંગાને શણગાર સજેલા જોઇ કહે છે.

મારે રૂપ જોને આંગથીરે, તારા મનમાં નથી જોને ટેક,

સુણ રાણી સાવલીંગારે તેં તો ભલો બગાડયો મારો ભેખ

ચોપાઇ—સજ્યા છે સોળ શણગાર, વળી પાડયાં છે પટીયાં,

જોયાં પ્રિતોનાં પરિણામ છૂટી હોય લટીયાં.

હે સ્ત્રી તેં તો મારા ભેખને એબ લગાડી કેમકે જો જો મેં જોગીનો વેશ લીધો તો તારે મારી માફક દીલગીરીમાં રહેવું જોઇતું હતું પણ

તેં તો શણગાર સજીને વળી પટીયાં પાડયાં છે માટે જો સાચી પ્રિત હોય તો છુટાં રાખવાં જોઇએ આવા સદેવંતનાં વચન સાંભળીને સાવળીંગા કહે છે.

સમર્યા છે મે લોક લાજને કાજ પાડયાં છે પટીયા,
હૃદયામાં ઝાઝી છે હામ છુટાં છે લટીયા.

એ મહારાજ મેં તો ઉપરથી લોકોને દેખાડવા સારૂ શણગાર સરજ્યો છે ને પટીયાં પાડયાં છે પણ મારા હૃદયામાં તો છુટેલાંજ છે એવી વાત કરે છે એટલામાં એના નણંદ લીલાવતી આવીને કહે છે કે જમવાની વખત થઇ છે ને તમે કેમ બેસી રહ્યાં છો સાવળીંગા લીલાવતીને જોઇ મનનાં (વળી આ પાપ કયાંથી આવ્યું) હવે રાજા સાથે વાત થશે નહી ને વરસાદ આવવા માંડયો માટે તેને લોટ આપવાનું કહી નીચે જઇ વાત કરી આવું એવુ ધારી નણંદને કહે છે.

મેહુલો વરશે ધારાધાર બાળો જોગી ઉભો છે દ્વાર,
બાળો જોગી બહારથી ભીજે, ને કહો તો બા અમે ભીક્ષા દીજે

એ બાઇ આ જોગી બહાર પલળે છે તેને કહો તો ભીક્ષા આપી આવું લીલાવતી જોગીનું નામ સાંભળી ઝરૂખે જુવે છે, તો કોઇ મહા તેજસ્વી રાજ્યહંસ જેવો દીઠો.

કવીત—તારેકી જાતમાં ચંદ્રમાં છુપે નહી રવી છુપે નહી બાદલ છાયા
રાડ પડે રજપુત છુપે નહી દાતા છુપે ન ઘર મંગન આયા
ચચલ નારીકા નેન છુપે નહિ પ્રિત છુપે નહી પીઠ દખાયા;
કવિ ગંગ કહે સુણ શાહ અકબર કર્મ છુપે નહી ભભુત લગાયા.

પછી લીલાવતીએ મનમાં ઓળખ્યો કે મને એના પીયરમાં ધકો માર્યો હતો એવો છે એવું ધારિ રોશ કરી સાવળીંગા કહે છે.

સોહલો—બાળો નથી એ છે બાવનવીર. ને ઉતારો વહુએ તમારા ચીર
જોને બન્યો છે દીસે લાઠ, ને એવા લગોટા ફરે શાને સાઠ.

એ ભાભી તમે તો જાણતા હશો કે કોક જોગી છે પણ એ તો કોક ઠગ છે સાવળીંગા કહે આપણે શું ગમે તે હોય આપણે તો તેને

અભ્યાગત જાણીને આપવું છે આવું સાંભલી લીલાવતીને રીસ ચઢીને શીપાઇને બોલાવીને કહ્યું કે આ જોગીને મારી કહાડોને હવેથી કોઇ પણ ભીખારીને અંદર આવવા દેશો નહી પછી શિપાઇએ સદેવંતને ધકકા મારીને કહાડયો હવે સદેવંત સાવલીંગા ઉપર ક્રોધ કરીને કહે છે કે રાંડ મને ધકકા મરાવ્યા પછી માલણની પાસે જઇ બધી હકીકત કહી માલણ કહે ભાઇ તું જમી લે ને હું એની પાસે જઇ તને મલે એવો બંદોબસ્ત કરી આપીશ પછી સદેવંતે ખાધુ હવે માલણ ફુલ લેઇ સાવલીંગાના મહેલે ગઇ સાવલીંગાએ માલણને જોઇ એટલે તેનાં ખોળામાં માથું મુકી ધુસકે રોવા બેઠી અને કહ્યું કે મારી નણંદે એમને કાઢી મુકાવ્યા અને સીપાઇને હુકમ કર્યા કે હવેથી કોઇ ભીખારીને પેસવા દેશો નહી માલણ કહે તું સીદ ચીંતા કરે છે એવા તો સો ઉપાય કરી તારા મોહેલે મોકલશું સાવલીંગા કહે એ વાત ખરી પણ મેં શેઠને સાત દીવસનો વાયદો કર્યો હતો તે સાત દીવસ આજ પુરા થશે માટે કેમ કરવું હવે તો કાંઇ ઉપાય ખોળ નહી તો મરવું પડશે તે સાંભળી માલણ કહે તું એમ કરજે કે શેઠ તારી પાસે આવે તે વારે કહેજે કે મેં સાત દીવસનો નીયમ લીધો હતો પણ હવે મારી આટલી હુંશ પુરિ કરો કે આપણે બાગમાં ઉજાણી જઇએ; ત્યાં સોગટા બાજી રમી જમીને ઘેર આવ્યા પછી તમે કહેશો તેમ કરીશું પછી શેઠને કેફ ખવરાવીને બાગમાં સુતો મુકીને હું અને સદેવંત બાગની પાછળ બેસીશું તે પછી તું મારી પાસે આવજે એટલે સરવે ઉપાય કરીશ હવે માલણના કહ્યા પ્રમાણે સાવલીંગાએ શેઠને કહ્યું પછી શેઠે પણ મોહને લીધે હા કીધી બીજે દીવસે એક બે ચાકર અને સાવલીંગાને સાથે લેઇને બાગમાં ગયા છે હવે રસોઇઓ રસોઇ કરે છે ને શેઠ તથા સાવળીંગા બાજી ખેલે છે. તેમાં સાવળીંગા દોહરા બોલતી જાય ને સદેવંત બાગની પાછળ બેઠો છે તે સાંભળે છે.

દોહરો—સાવધાન થઇને વળી બેઠા બેઠા જોને બહાર,
તમ કારણ અમે આદર્યું ને વળી પડ પાસા પોબાર.
ચોપાઇ—સાંભળ મારૂ વેણ તું મનમાં સાચુ ધાર,
જેમ બને તેમ જલદી કરો પડ પાસા પોબાર.
તે સાંભળી સાંવલીંગા કહે છે.
દોહરો—હવે ઉતાવર મત કરોને વળી ઝાઝી નથી કાંઇ વાર;
દૈવ જોગે મેળા થશે ને વળી પડ પાસા પોબાર.
તે સાંભળી સદેવંત કહે છે.
દેહરૂં દીઠું જોને દેવનું ને વળી દરશન કરવાને જાય:
દરશન તો પરશન નહી ને વળી પડ પાસા પોબાર.
હંસ ગયો સરોવર તીરે ને વરી અમરિત દીઠુ સાર;
દીઠુ ચાખ્યું નહી, ને વરી પડ પાસા પોબાર.
એવી રીતનું બન્નેનું સામસામું બોલવું સાંભળીને શેઠ કહે છે.
એ કોણ બોલે છે? એટલે સાવલીંગા કહે તે કે આ બાગનો દેવ છે તે અદ્રષ્ટ થઇને બોલે છે પણ આપણને વિઘન કરશે પણ તમે કોઇ ડરશો નહી લ્યો આ ગોળી મારી પાશે છે તે ખાઓ એટલે કાંઇ બીક લાગસે નહી આ ગોળી મારા બાપને ઘેર એક વિધાના બળવાન પાસેથી મંગાવીને લાવી છું તે ખાય તો કોઇ ભુત પલીતથી બીએ નહી એમ કહીને માલણની આપેલી કેફની ગોળી આપી તે શેઠે ખાધી એટલે થોડી વારમાં બેભાન થઇ ઉંઘવા લાગ્યો પછી સાવલીંગા દીશાએ જવાનું બાનું કરી સદેવંત પાસે ગઇ ને શેઠ તો પડી રહયો પછી સદેવંત ને સાવલીંગા બંને માલણ તે રાજાની કુવરી કનકાવતી પાશે તેડી ગઇ રાજાને આવતો જોઈ સાવલીંગા અને રાજાને પલગ ઉપર બેસાડયા પછી ત્રણે જણે વાતો કરવા લાગ્યા હવે સદેવંતની હુશીયારી જોવાને કનકાવતી શમશ્યાઓ પુછે છે.
શાખામાં સોંધુ કયું ને રાજા વહાલામાં વાલું શું હોય
દેખતામાં દેખતો કોણને રાજા કીયા ગોપનના ગુણ

વૃદ્ધ સુખ શેમા રહ્યું ને વળી સુખે સુવે નહી કુણ

તે સાંભળી સદેવંત કનકાવતીને ઉત્તર આપે છે.

રાજા કહે રાણી સાંભળો વળી પુછયો તમોરે પાર
અંકકત નથીરે કાઇએવડીરે રાણી રાખજો તમે મારો ભાર
શીધુ જે મફત મળેને વળી જીવથી વહાલુ નહી કોઇ
જ્ઞાના આખે દેખતો ને વળી અજ્ઞાની અંધજ હોય
હસરી વૃદ્ધની વરણાગી ને વળી ગુણ હરિ ગાયન માંહ
સુખ અતિ સંતોષમાં ને વરિ કંજુસથી સુખે કેમ સુવાય.

હે રાણી તમે પુછયું તેનો આ જવાબ તે સાંભળી કનકાવતી ફરી પુછે છે ને સદેવંત ઉત્તર આપે છે-

ગાય વિયાણી ગાંદરે રાજા વાછરડું વાડારે માંય
દેનારિ જુવે પારણે તેનાં છોરૂડાં લશ્કર માંય
શુરો રણ રણસંગ્રામ ને વરી શસ્ત્ર ને બાંધે સાર
બંધુક ગોરી જામગીરીરે રાણી પુછયાનો તેનો પાર
પડી પડી પણ ભાગી નહી ને કકડા થયા બે ચાર
ભોગી પુરૂષને ભાગવતી ને ભુંડી જગત રાત કહી તમ તેહ.
સુર્ય પછી ચંદ્ર ભોગવેરે રાણી રાત કહી તમે તેહ
લંકાલટણ સીતારણ રાજા નહીરે લંકાપાત રાય
જીમ કારણ કકરવ હણ્યાને તમે મુત્રવી મંગાવો મારા નાવ
સઉથી સરત વખણાય છે, રાણી મલકાપર માવ હીર;
રાણી પુછો પ્રેમથીરે, એતો કામની ઓઢણ ચીર.
અંગ કાળું ને દાંત ઉજળા, ને વળી ચાલે ધીમીરે ચાલ,
સાસુ વહુને દીકરી એમાં ત્રણેનો એક ભરથાર.
સોળ સજે કામનીને, તેમાં રુડોરે એ શણગાર
ગજદંત ચુડો દીપતોરે, કામની કર શોભે સાર.
સોપારી જેવડું સારંગડું વળી તણનો ત્રીજો ભાગ;

એ સાહંગડે બે રત્ન જડયાં; એક ધરતી ને બીજું આભ.
આંખની કીકી

નગરમાં જોને નાગી ફરે, વળીવનમા પહેરે જોને ચીર;
તે માંહેનાં ફળ વાવજો, મારી સગીરે નણુદલના વીર–સોપારી.

હે રાણી પુછવાની ઇચ્છા હોય તો પુછો કનકાવતી રાજાનું વચન સાંભળી ખુશી થઇ અને વહાણાનુ પહોર થયું એટલે પોતાના પીતાની પાસે જઇ કહે છે રે હવે પીતા જે હું જળદેવતાની ઇચ્છાવર વરવાને રોજ ગાગર બેડીયાં પુજતી હતી તેથી મને મારી મરજી પ્રમાણે વર મળ્યો છે. વીરમદે રાજા કહે છે કે કોણ છે? કનકાવતી કહે રાજા શાલીવાહનનો કુંવર સદેવંત આપણા નગરમાં આવ્યો છે. રાજા કહે અહીંયાં તેને એકલો આવવાનું શું કામ છે? તેના શહેર-ના નગર શેઠની કુંવરી સાવળીંગા કરીને આપણા ગામમાં રૂપાશા શેઠ પરણીને લાવ્યા કહે છે પણ તે પરણી નથી કેમકે તે કુંવારી હતી તે વખતથી સદેવંતને વરી ચુકી હતી તેથી કપટથી એક દાસી સાથે પરણ્યો હતો તો પણ ત્યાર પછી સદેવંતને તેને મેળાપ થયો નહી તેથી તેને રૂપાશા અહીં લાવ્યા હતા પણ હાલમાં તે સદેવંત પાસે આવી છે ને આપણા મેહેલમાં તેમને બેસાર્યા છે માટે મને તેમની સાથે પરણાવો હું પણ તેમની સાથે સદેવંતને વરી ચુકી છું પછી રાજાએ તે વાત કબુલ કરી પણ સાવળીંગા પરણી નથી તે વાતની ખાતરી કરવાને રૂપાશા શેઠને બોલાવી પુછ્યું ત્યારે તો કહે કે હું પરણ્યો છું સાવળીંગા કહે દાશીને ના પરણ્યો હોય તો દેવજી ગોરને બોલાવો ને પુછો તે બધું કેશે પછી રાજાએ શેઠને કહ્યું કે કેમ કરવું કે શેઠે વિચાર્યું કે જેનું દીલ મારા ઉપર બીલકુલ નથી તેમ છતાં ઘેર આવવાની નથી ને જબરજસ્તીથી તેડી જઇશ તો આખર મોતની નીશાની છે જોને એક વાર તો કેદ ખવરાવીને ગઇ તે બીજે દહાડે માલુમ પડી માટે જવાદે વળી બીજી પરણાવીશું એમ

ધારી શેઠ કહે એની ખુશીમાં આવ તેમ કરો તેમાં મારી કાંઇ અડચણ નથી એમ કહેવાથી રાજાએ જાણ્યું કે આ કુંવારીજ છે પછી રાજાએ પોતાની કનકાવતી કુંવરીને તથા સાવળીંગા બનેને મોટો ઓછવ કરીને પરણાવી પછી રાજાએ એક મહેલ તેમને રહેવા સારૂં જુદો આપ્યો તેમાં એ બંને આઓની સાથે સદેવંત ખુબ રંગભોગ કરતાં કેટલાએક દીવસ થવા પછી સાવળીંગા કહે હે સ્વામી હવે આપણે આપણા શેહેરમાં જઇએ તો ઠીક એવું સાંભરી સદેવંતે રાજા વીરમદેની પાસે રજા માગી કે હવે અમને અમારે દેશ વીદાય કરો પછી રાજાએ તેમને ઘોડા હાથી ગાડીઓ વગેરે આપ્યાને લોકો દાન લેવાને સદેવંતની પાસે આવ્ટા છે તે તરેહ તરેહના સવઇયા તથા છપા અને નકતા બોલીને સદેવંતને ખુશી કરે છે તે નીચે મુજબ

કુંડળીઆ—કહે દીન દરવેશ હુકમ બીન પોદ ન અલંદા,
કરણહાર કીરતાર, તુઇ કાયા કરેલી બંદા.
બંદા બાજી જુઠ છે, મત સચ્ચી કર માન,
કહ અકબરખાંન ભુલકી રહે બલાઇ
જતે ગંગત કે, કદી ઉઠ ચલના બાઇ;
બંદા બહોત યે ફુલીએ ખુદા ખમેગા નહી,
જોર જુલમ ન કીજીયે, મરૂત લોકકે માંહી,
મરત લોકકે માંહી. તુરનબા તુરત બતાવે;
જે નર કરે ગુમાન. તેહી નર ખતા ખાવે;
કહે અન દરવેશ. સમજ લે ગાફલ ગંદા;
ખુદા ખમેગા નહી બહોત મત ફુલીએ બંદા.
કલજુગ અંધે રાજ્યમાં, આયો અંધારો ઘોર
ચોર કરે કોટવાળકુ, ઉલટા દંડે ચોર.
ઉલટો દંડે ચોર, જોર કોટવાળ ન ચાલે

શાખા જીર વઝીર, લાંચ લઇ અન્યા બોલે,
કહે દીન દરવેશ, ધરમકા રહે ન પઇચો,
ગરીબ મારયો જાય, રાજ્ય કલજુગકા આયો.
પવઇએકે શહેરમેં, પાતરે કરી દુકાન
તેલ જલાયા ગાંઠકા, કબુ ન પામી માન,
કબુ ન પામી માન, પાતર દીલમેં ખુબ રોઇ.
એ ગાંડુકે શહેરમાં, નીરત અપની ખોઇ.
કહે દીન દરવેશ, ભેખ ભવાઇયાકા,
તું ના સમજી નાર, શહેર છે પવઇયાકા.
દોહરા—પુરૂષ સુખ કારણ સાયર નજો અગર ખગકે એત.
લટકત પણ પહોંચત નહી, પલક પલક જીવ એત.
સ્ત્રી—રહો રહો રહો માતી થોપકે તું કયું ડરતા હીર;
જીસકે દરપત જો રખે જીસકે સાતસો મનકા તીર હાથીને કહે છે.
દધીશર તેરે ગીર બશે, ત્રણ કહાવત શુર;
તીન લોક થાન કરે, તું કયમ ડરત ધુર.
જવાબ—દધીશર તો સરપણ ભાયા, દંત બાજ કીયો મુંડ,
ગજ ચાલ લે ગઇ પદમણી શીરપર ડારત ધુર.
દુર પટકું મેરી આંખકું, કરમ કચે ઓ જાય;
કયા કરૂં વેરી નેણકું, મન પહેલા મીલ જાય.
નેણ તું દીશે પાપીઆ, થાય રૂદનકો વાસ;
જેથી દેખત સગીશાં, તે શું બોધત આજ.
નેણ પદારથ નેણ રસ, નેણે મીલંત
અજાણયાકી પ્રીતડી, પહેલાં નેણ કરંત.
નેણ મારે તો નેણ કરો, નીતો તારાં નેણ નીચાર,
મેં બરખ તું પારધી, મત ભોલ બાણ મત માર.

કવીત—રાજકી હાલી રેખ, દાંતુએ બીરાજે મેખ;
કરમકા એસા લેખ દેવરકુ ધાઇએ.
ચલતી ગજકી ચાલ મૃગાનેની ઝાલ માલ.
કેશર ગુલાલ ફુલ, પુજનકુ આઇ હે.
ચંદ્રજળ પહેરે ચીર, નીલજાતો દીશે નીર,
એસી તો સ્વરૂપ રૂપ રંભા એસી આઇ હે.
કેતહે કનકરીન કોકીલાશે બોલે બોલ,
હમશે નહી બાલે તોભી રામકી દુવાઇ હે.
કુપાત્રકી પ્રિત કસી, ખાત બીન ખેત જેસી
મહોબત માન કેશી વાંકુ ચીન્હ જાણી હે.
ભૂજ બીન મરદ કેશે શુદ્ધ બીન નાર જેશે
ફોજ બીન તોપ કશે શુદ્ધ બીન હુસન જેશે
દોલત બીન દાન દઉ, વાલેકુ દત્ત કરી માનીએ
કેત હે ફકીરદીન મનુષકો તોલ એક બોલમાં પીછાણીએ,
ઇંદ્રવિજય—સવઇયા—કેશ દીયે શીર શોખકે કારણ નેણુ દીયે જુગ દઇખનકું.
દાન દીયે કુછ બાત સુનાવત, લાક દીયા કુછ બાસનકું,
હાથ દીયે કુછ દાન કે કારણ, પાઉ દીયે પંથ ચાલનકું.
કવી ગંગ કહે સુણ શાહ અકબર પેટ દીયા પત ખોવનકુ. ૧
ભુખ કુલીન કરે અકુલી નર ભુખ ધરો ઘર ભીખ મંગાવે,
નીચકી ચાકરી ભુખ કરાવે નીરમલ વંશકુ મેલ લગાવે.
ભુખ ભમાવે વિદેશ વિપદમાં દીન દુખ સમ તુલ્ય કહાવે,
કવીગંગ કહે ભુખસમ નહી દુખ પાપણી ભુખ અભક્ષ કરાવે. ૨
જોગીયા સીધી કલંદર તાપસ એહી ડાગ રેખ મારે કછોટી
પિર મુદર મુસાફર જંગમ શેવડા મગ માટતી ગાટી.

જોગી જાપ જપે નિરંતર આકી કિરત હે જગમે મોટી.
શોકો હે ઉસ દાસ નિરંતર રોટી બીના સબ બાત હે ખોટી

હવે જે જાચક તથા ભાટ વગેરે જે લોકો દાન લેવા આવ્યા હતા તે લોકોએ ઉપર લખેલા દોહરાને છપ્પા વગેરે ગાઇ સાંભળાવી સદેવંતને ખુશી કર્યા તેથી સદેવંતે તેમને ખુબ રૂપીઆ વગેરે દાન આપ્યું પછી પોતાને ઘેર જવાને તેણે રથ ચાલતો કર્યો તેમાં બે સ્ત્રીઓ કનકાવતી ને સાવળીંગા તથા સદેવંત એ ત્રણે એક રથમાં બેઠેલાં અને બીજા સ્વારો હાથી તથા ઘોડા તથા ગાડીઓમાં બેસીને ત્રીજે દીવસે સદેવંત પોતાના બાપના ગામની ભાગોળે આવીને પોતાના બાપને સરવે હકીકત સાથે ખબર કહાવી પછી થોડે ગુસ્સે થઇ વીચાર કર્યો કે મારે એકજ કુંવર છે માટે તેની મરજી પ્રમાણે ચાલવું એમ ધારી પોતે સદેવંતના સામા ગયાને પોતાને મહેલ તેડી લાવીને સદેવંતની માતાએ બે સ્ત્રીઓને તથા સદેવંતને હરખ ભેર પોખી લીધાં.

ચોપાઇ—ધીં ધીં વાગ્યાં ઢોલ, શહેર પોતાને આવિયાં,
આવ્યા માંડવના માંય, મોતાડે વધાવીયા,
આવ્યા ગરબાનાં કોય, દુખ સરવેનાં કાપીયાં.
સરવે રાણી શીર મોડ, સાવળીંગા પાટોધર થાપીયા.
થડ થડ થડકે કોય કવિશ્વર એમ કહી ગયાં.

દોહરો—અષ્ટ જન્મની વાત આ, વાંચો સ્નેહ સહીત.
પણ સુનિતિને વશ રહે, તે પુરો પંડિત.

**ઇતિશ્રી સદેવંત સાવળીંગાની વારતા.**

# સમાપ્ત.

છપાવી પ્રસિદ્ધ કરનાર:-કાગઝી મહમુદ એન્ડ મહમદભાઇ
ટાવર રોડ, અલાયાની વાડી સામે-સુરત.

શ્રી અનાવિલ બન્ધુ પ્રી. પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યું.
બરાનપુરી ભાગળ-સુરત.